હોય તો વાટે વહેતા જીવને એક અચક્ષુદર્શન કહ્યું છે. ઇંદ્રિયો ત્યાં એકે નથી તો કયું અચક્ષુદર્શન લેવું? ચક્ષુ-અચક્ષુદર્શનાવરણીયના ક્ષયોપશમથી આત્માની શકિત જે ક્ષયોપશમભાવે પ્રગટે છે તેને ચક્ષુ-અચક્ષુદર્શન કહેવાય છે. તેમાં ચક્ષુ-ઇંદ્રિય અને બીજી ચાર ઇંદ્રિયો નિમિત્ત છે. તેના ઉપર આરોપ આવે છે એમ સમજવું. જો જીવ શ્રોત્રેંદ્રિય દ્વારા જ્ઞાન કરે તો શ્રોત્રેંદ્રિય ઉપર નિમિત્તનો આરોપ આવે છે. ઉપાદાન કારણની સમાન કાર્ય થાય છે, પણ નિમિત્ત કારણની સમાન કાર્ય થતું નથી. જે ઘડો થવામાં દંડ, ચક્ર, કુંભાર, દોરી, ખીલી, આકાશ આદિ નિમિત્ત કારણો છે,- તે ઉત્પન્ન થયેલો ઘડો, દંડ, ચક્ર, કુંભાર, દોરી, ખીલી, આકાશ આદિની સમાન નથી. પણ તે બધાથી ભિન્ન માટી સમાન સત્ છે, માટી સ્વરૂપે જ છે. તેમ જીવ પોતાના જ પુરુષાર્થથી પોતાના મતિ-શ્રુતજ્ઞાનની સમ્યક્ પર્યાય પ્રગટ કરે છે, પોતાના પુરુષાર્થથી જ્ઞાન, દર્શન, દેશવિરતિ, સર્વવિરતિ સામાયિક પ્રગટ કરે છે, દશ યતિધર્મ, કેવળજ્ઞાન આદિ, જીવ પોતાના પુરુષાર્થથી પ્રગટ કરે છે, તેમાં પોતે જ કારણ છે. હવે મતિ-શ્રુતજ્ઞાન પ્રગટ કરે ત્યારે મતિ-શ્રુતજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ સ્વયં તેના કારણે હાજર હોય છે. જીવ કેવળજ્ઞાન પ્રગટ કરે ત્યારે કેવળજ્ઞાનાવરણીય કર્મનો ક્ષય સ્વયં તેના કારણે હાજર હોય છે. કેવળજ્ઞાન પ્રગટ કરવામાં ઉપાદાન કારણ સ્વયં પોતે છે. નિમિત્ત કારણ કેવળજ્ઞાનાવરણીય કર્મનો અભાવ છે. જીવ પોતે મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવજ્ઞાન પ્રગટ કરે ત્યારે તે ચારે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ સ્વયં તેના કારણે હોય છે. એટલો સંબંધ બતાવવા નિમિત્ત જણાવ્યું છે. રસ્તામાં કોઈ માણસને બીજો માણસ લાકડી મારે છે. તે વખતે ત્રીજો માણસ જોનાર છે તે કોર્ટમાં સાક્ષી આપે છે, તે તો નિમિત્ત માત્ર છે, પરંતુ ફરિયાદી, તહોમતદાર દંડાય છે. તેમ આત્મા કર્મનો જ્ઞાતા, દ્રષ્ટા, સાક્ષી છે, પણ તે વાદી-પ્રતિવાદીપણું કરે તો પોતાની ઉપાદાનમાં પોતે કારણ છે. ત્યાં કર્મ, નિમિત્ત માત્ર છે.

કર્મની સ્થિતિ કર્મનાં પોતાનાં કારણે ક્ષયોપશમરૂપ હોય છે.
૨૧ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ તે અજીવ ઉદયનિષ્પન્ન છે અને અંદરનો

આવેલાને કેવળજ્ઞાન અને મને નહિ? મને કેવળજ્ઞાન ક્યારે થશે?" "પ્રભુ કહે છે–" મારૂં નિર્વાણ થશે ત્યારબાદ તને કેવળજ્ઞાન થશે." કેવળી પણ પોતાના પટ્ટ શિષ્યમાં કેવળજ્ઞાન કરી શકયા નહિ. તે વખતે એક બીજાને અનુકૂળ દરેક પોત–પોતાથી, પોતે પોતાનાં કારણે, પોતા માટે હાજર હોય છે. ઉપાદાન અને નિમિત્ત, આત્મા અને કર્મનો ઉદય બન્ને ભેગા મળીને કામ કરે તો બન્ને ઉપાદાન થઇ જાય. પણ તેમ ત્રણકાળમાં બન્યું નથી, બનશે નહિ, બનતું નથી.

આ બાબતમાં એવો નિયમ છે કે અપૂર્ણ જ્ઞાનનો ઉઘાડ જ્યારે પોતાનો વ્યાપાર કરે (પ્રત્યક્ષ દાખલો તમારામાં મતિ–શ્રુતજ્ઞાન છે, અહીં વાણી છૂટે છે, તમે સાંભળવાનું કામ કરો છો.) ત્યારે તે જ્ઞાનને લાયક બાહ્ય પદાર્થો એટલે કે ઇંદ્રિયો, ગુરુ, શાસ્ત્ર, પોતપોતાના કારણે હોય જ છે. જ્ઞાનને તેની વાટ જોવી ન પડે. નિમિત્ત–નૈમિત્તિકનો અર્થાત ઉપાદાન નિમિત્તનો એવો મેળ હોય છે. તમારે ઘેર લગ્ન હોય ત્યારે તમોને જેની સાથે મેળ હોય છે ત્યાંજ કંકોત્રીઓ લખાય છે અને મહેમાનો હાજર થાય છે. નિમિત્તભૂત વસ્તુ, ઉપાદાનભૂત વસ્તુને કંઇ કરી શકે નહિ. ઉપાદાનમાં નિમિત્તની દ્રવ્ય–ક્ષેત્ર–કાળ ભાવે નાસ્તિ છે. અને નિમિત્તમાં ઉપાદાનની દ્રવ્ય–ક્ષેત્ર–કાળ ભાવે નાસ્તિ છે. એટલે એક બીજાનું શું કરી શકે? કંઇ નહિ. મોહનીય કર્મનો ઉદય નિમિત્ત છે. હવે તે નિમિત્તના પરમાણુ એના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે એનામાં છે પણ ઉપાદાનનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં ભળી જતાં નથી. કાંકરા, પાણીમાં એક ક્ષેત્રે રહેલા છે. પણ કાંકરાનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં પાણીની નાસ્તિ છે અને પાણીનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં કાંકરાની નાસ્તિ છે. જો એક વસ્તુ બીજી વસ્તુનું કંઈ કરે તો વસ્તુ પોતાના વસ્તુપણાને ગુમાવી બેસે. નિમિત્ત એ પણ ઉપાદાનને કારણે માત્ર આરોપ છે. જો જીવ, ચક્ષુદ્વારા જ્ઞાન કરે તો ચક્ષુ ઉપર નિમિત્તનો આરોપ આવે. સ્પર્શદ્વારા જ્ઞાન કરે તો સ્પર્શ ઉપર નિમિત્તનો આરોપ આવે. તે જ રીતે કાયા, મન વગેરેનું સમજી લેવું.

દર્શન કેટલાં? ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળદર્શન. આપણને ચક્ષુ અને અચક્ષુદર્શન છે. આંખ સિવાયની ચાર ઇંદ્રિયો જો અચક્ષુદર્શન

હોય તો વાટે વહેતા જીવને એક અચક્ષુદર્શન કહ્યું છે. ઇંદ્રિયો ત્યાં એકે નથી તો કયું અચક્ષુદર્શન લેવું ? ચક્ષુ-અચક્ષુદર્શનાવરણીયના ક્ષયોપશમથી આત્માની શકિત જે ક્ષયોપશમભાવે પ્રગટે છે તેને ચક્ષુ-અચક્ષુદર્શન કહેવાય છે. તેમાં ચક્ષુ-ઇંદ્રિય અને બીજી ચાર ઇંદ્રિયો નિમિત્ત છે. તેના ઉપર આરોપ આવે છે એમ સમજવું. જો જીવ શ્રોતેંદ્રિય દ્વારા જ્ઞાન કરે તો શ્રોતેંદ્રિય ઉપર નિમિત્તનો આરોપ આવે છે. ઉપાદાન કારણની સમાન કાર્ય થાય છે, પણ નિમિત્ત કારણની સમાન કાર્ય થતું નથી. જે ઘડો થવામાં દંડ, ચક્ર, કુંભાર, દોરી, ખીલી, આકાશ આદિ નિમિત્ત કારણો છે, તે ઉત્પન્ન થયેલો ઘડો, દંડ, ચક્ર, કુંભાર, દોરી, ખીલી, આકાશ આદિની સમાન નથી. પણ તે બધાથી ભિન્ન માટી સમાન સત્ છે, માટી સ્વરૂપે જ છે. તેમ જીવ પોતાના જ પુરુષાર્થથી પોતાના મતિ-શ્રુતજ્ઞાનની સમ્યક્ પર્યાય પ્રગટ કરે છે, પોતાના પુરુષાર્થથી જ્ઞાન, દર્શન, દેશવિરતિ, સર્વવિરતિ સામાયિક પ્રગટ કરે છે, દશ યતિધર્મ, કેવળજ્ઞાન આદિ, જીવ પોતાના પુરુષાર્થથી પ્રગટ કરે છે, તેમાં પોતે જ કારણ છે. હવે મતિ-શ્રુતજ્ઞાન પ્રગટ કરે ત્યારે મતિ-શ્રુતજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ સ્વયં તેના કારણે હાજર હોય છે. જીવ કેવળજ્ઞાન પ્રગટ કરે ત્યારે કેવળજ્ઞાનાવરણીય કર્મનો ક્ષય સ્વયં તેના કારણે હાજર હોય છે. કેવળજ્ઞાન પ્રગટ કરવામાં ઉપાદાન કારણ સ્વયં પોતે છે. નિમિત્ત કારણ કેવળજ્ઞાનાવરણીય કર્મનો અભાવ છે. જીવ પોતે મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવજ્ઞાન પ્રગટ કરે ત્યારે તે ચારે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ સ્વયં તેના કારણે હોય છે. એટલો સંબંધ બતાવવા નિમિત્ત જણાવ્યું છે. રસ્તામાં કોઈ માણસને બીજો માણસ લાકડી મારે છે. તે વખતે ત્રીજો માણસ જોનાર છે તે કોર્ટમાં સાક્ષી આપે છે, તે તો નિમિત્ત માત્ર છે, પરંતુ ફરિયાદી, તહોમતદાર દંડાય છે. તેમ આત્મા કર્મનો જ્ઞાતા, દૃષ્ટા, સાક્ષી છે, પણ તે વાદી-પ્રતિવાદીપણું કરે તો પોતાની ઉપાધિમાં પોતે કારણ છે. ત્યાં કર્મ, નિમિત્ત માત્ર છે.

કર્મની સ્થિતિ કર્મનાં પોતાનાં કારણે ક્ષયોપશમરૂપ હોય છે.
૧૪ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ તે અજીવ ઉદયનિષ્પન્ન છે અને અંદરનો

આવેલાને કેવળજ્ઞાન અને મને નહિ? મને કેવળજ્ઞાન ક્યારે થશે?"
"પ્રભુ કહે છે–"મારૂં નિર્વાણ થશે ત્યારબાદ તને કેવળજ્ઞાન થશે."
કેવળી પણ પોતાના પટ્ટ શિષ્યમાં કેવળજ્ઞાન કરી શકયા નહિ. તે વખતે એક બીજાને અનુકૂળ દરેક પોત–પોતાથી, પોતે પોતાનાં કારણે, પોતા માટે હાજર હોય છે. ઉપાદાન અને નિમિત્ત, આત્મા અને કર્મનો ઉદય બન્ને ભેગા મળીને કામ કરે તો બન્ને ઉપાદાન થઇ જાય. પણ તેમ ત્રણુકાળમાં બન્યું નથી, બનશે નહિ, બનતું નથી.

આ બાબતમાં એવો નિયમ છે કે અપૂર્ણ જ્ઞાનનો ઉઘાડ જ્યારે પોતાનો વ્યાપાર કરે (પ્રત્યક્ષ દાખલો તમારામાં મતિ–શ્રુતજ્ઞાન છે, અહીં વાણી છૂટે છે, તમે સાંભળવાનું કામ કરો છો.) ત્યારે તે જ્ઞાનને લાયક બાહ્ય પદાર્થો એટલે કે ઇંદ્રિયો, ગુરુ, શાસ્ત્ર, પોતપોતાના કારણે હોય જ છે. જ્ઞાનને તેની વાટ જોવી ન પડે. નિમિત્ત–નૈમિત્તિકનો અર્થાત્ ઉપાદાન નિમિત્તનો એવો મેળ હોય છે. તમારે ઘેર લગ્ન હોય ત્યારે તમોને જેની સાથે મેળ હોય છે ત્યાંજ કંકોત્રીઓ લખાય છે અને મહેમાનો હાજર થાય છે. નિમિત્તભૂત વસ્તુ, ઉપાદાનભૂત વસ્તુને કંઇ કરી શકે નહિ. ઉપાદાનમાં નિમિત્તની દ્રવ્ય–ક્ષેત્ર–કાળ ભાવે નાસ્તિ છે. અને નિમિત્તમાં ઉપાદાનની દ્રવ્ય–ક્ષેત્ર–કાળ ભાવે નાસ્તિ છે. એટલે એક બીજાનું શું કરી શકે? કંઇ નહિ. મોહનીય કર્મનો ઉદય નિમિત્ત છે. હવે તે નિમિત્તના પરમાણુ એના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે એનામાં છે પણ ઉપાદાનનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં ભળી જતાં નથી. કાંકરા, પાણીમાં એક ક્ષેત્રે રહેલા છે. પણ કાંકરાનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં પાણીની નાસ્તિ છે અને પાણીનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં કાંકરાની નાસ્તિ છે. જો એક વસ્તુ બીજી વસ્તુનું કંઈ કરે તો વસ્તુ પોતાના વસ્તુપણાને ગુમાવી બેસે. નિમિત્ત એ પણ ઉપાદાનને કારણે માત્ર આરોપ છે. જો જીવ, ચક્ષુદ્વારા જ્ઞાન કરે તો ચક્ષુ ઉપર નિમિત્તનો આરોપ આવે. સ્પર્શદ્વારા જ્ઞાન કરે તો સ્પર્શ ઉપર નિમિત્તનો આરોપ આવે. તે જ રીતે કાયા, મન વગેરેનું સમજી લેવું.

દર્શન કેટલાં? ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળદર્શન. આપણને ચક્ષુ અને અચક્ષુદર્શન છે. આંખ સિવાયની ચાર ઇંદ્રિયો જો અચક્ષુદર્શન

હોય તો વાટે વહેતા જીવને એક અચક્ષુદર્શન કહ્યું છે. ઇંદ્રિયો ત્યાં એકે નથી તો કયું અચક્ષુદર્શન લેવું ? ચક્ષુ-અચક્ષુદર્શનાવરણીયના ક્ષયોપશમથી આત્માની શકિત જે ક્ષયોપશમભાવે પ્રગટે છે તેને ચક્ષુ-અચક્ષુદર્શન કહેવાય છે. તેમાં ચક્ષુ-ઇંદ્રિય અને બીજી ચાર ઇંદ્રિયો નિમિત્ત છે. તેના ઉપર આરોપ આવે છે એમ સમજવું. જો જીવ શ્રોતેંદ્રિય દ્વારા જ્ઞાન કરે તો શ્રોતેંદ્રિય ઉપર નિમિત્તનો આરોપ આવે છે. ઉપાદાન કારણની સમાન કાર્ય થાય છે, પણ નિમિત્ત કારણની સમાન કાર્ય થતું નથી. જે ઘડો થવામાં દંડ, ચક્ર, કુંભાર, દોરી, ખીલી, આકાશ આદિ નિમિત્ત કારણો છે, તે ઉત્પન્ન થયેલો ઘડો, દંડ, ચક્ર, કુંભાર, દોરી, ખીલી, આકાશ આદિની સમાન નથી. પણ તે બધાથી ભિન્ન માટી સમાન સત્ છે, માટી સ્વરૂપે જ છે. તેમ જીવ પોતાના જ પુરુષાર્થથી પોતાના મતિ-શ્રુતજ્ઞાનની સમ્યક્ પર્યાય પ્રગટ કરે છે, પોતાના પુરુષાર્થથી જ્ઞાન, દર્શન, દેશવિરતિ, સર્વવિરતિ સામાયિક પ્રગટ કરે છે, દશ યતિધર્મ, કેવળજ્ઞાન આદિ, જીવ પોતાના પુરુષાર્થથી પ્રગટ કરે છે, તેમાં પોતે જ કારણ છે. હવે મતિ-શ્રુતજ્ઞાન પ્રગટ કરે ત્યારે મતિ-શ્રુતજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ સ્વયં તેના કારણે હાજર હોય છે. જીવ કેવળજ્ઞાન પ્રગટ કરે ત્યારે કેવળજ્ઞાનાવરણીય કર્મનો ક્ષય સ્વયં તેના કારણે હાજર હોય છે. કેવળજ્ઞાન પ્રગટ કરવામાં ઉપાદાન કારણ સ્વયં પોતે છે. નિમિત્ત કારણ કેવળજ્ઞાનાવરણીય કર્મનો અભાવ છે. જીવ પોતે મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવજ્ઞાન પ્રગટ કરે ત્યારે તે ચારે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ સ્વયં તેના કારણે હોય છે. એટલો સંબંધ બતાવવા નિમિત્ત જણાવ્યું છે. રસ્તામાં કોઈ માણસને બીજો માણસ લાકડી મારે છે. તે વખતે ત્રીજો માણસ જોનાર છે તે કોર્ટમાં સાક્ષી આપે છે, તે તો નિમિત્ત માત્ર છે, પરંતુ ફરિયાદી, તહોમતદાર દંડાય છે. તેમ આત્મા કર્મનો જ્ઞાતા, દ્રષ્ટા, સાક્ષી છે, પણ તે વાદી-પ્રતિવાદીપણું કરે તો પોતાની ઉપાધિમાં પોતે કારણ છે. ત્યાં કર્મ, નિમિત્ત માત્ર છે.

કર્મની સ્થિતિ કર્મનાં પોતાનાં કારણે ક્ષયોપશમરૂપ હોય છે. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ તે અજીવ ઉદયનિષ્પન્ન છે અને અંદરનો

આવેલાને કેવળજ્ઞાન અને મને નહિ ? મને કેવળજ્ઞાન ક્યારે થશે ?" "પ્રભુ કહે છે–" મારૂં નિર્વાણ થશે ત્યારબાદ તને કેવળજ્ઞાન થશે." કેવળી પણ પોતાના પટ્ટ શિષ્યમાં કેવળજ્ઞાન કરી શકયા નહિ. તે વખતે એક બીજાને અનુકૂળ દરેક પોત–પોતાથી, પોતે પોતાનાં કારણે, પોતા માટે હાજર હોય છે. ઉપાદાન અને નિમિત્ત, આત્મા અને કર્મનો ઉદય બન્ને ભેગા મળીને કામ કરે તો બન્ને ઉપાદાન થઇ જાય. પણ તેમ ત્રણકાળમાં બન્યું નથી, બનશે નહિ, બનતું નથી.

આ બાબતમાં એવો નિયમ છે કે અપૂર્ણ જ્ઞાનનો ઉઘાડ જ્યારે પોતાનો વ્યાપાર કરે (પ્રત્યક્ષ દાખલો તમારામાં મતિ–શ્રુતજ્ઞાન છે, અહીં વાણી છૂટે છે, તમે સાંભળવાનું કામ કરો છો.) ત્યારે તે જ્ઞાનને લાયક બાહ્ય પદાર્થો એટલે કે ઇંદ્રિયો, ગુરુ, શાસ્ત્ર, પોતપોતાના કારણે હોય જ છે. જ્ઞાનને તેની વાટ જોવી ન પડે. નિમિત્ત–નૈમિત્તિકનો અર્થાત્ ઉપાદાન નિમિત્તનો એવો મેળ હોય છે. તમારે ઘેર લગ્ન હોય ત્યારે તમોને જેની સાથે મેળ હોય છે ત્યાંજ કંકોત્રીઓ લખાય છે" અને મહેમાનો હાજર થાય છે. નિમિત્તભૂત વસ્તુ, ઉપાદાનભૂત વસ્તુને કંઇ કરી શકે નહિ. ઉપાદાનમાં નિમિત્તની દ્રવ્ય–ક્ષેત્ર–કાળ ભાવે નાસ્તિ છે. અને નિમિત્તમાં ઉપાદાનની દ્રવ્ય–ક્ષેત્ર–કાળ ભાવે નાસ્તિ છે. એટલે એક બીજાનું શું કરી શકે ? કંઇ નહિ. મોહનીય કર્મનો ઉદય નિમિત્ત છે. હવે તે નિમિત્તના પરમાણુ એના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે એનામાં છે પણ ઉપાદાનનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં ભળી જતાં નથી. કાંકરા, પાણીમાં એક ક્ષેત્રે રહેલા છે. પણ કાંકરાનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં પાણીની નાસ્તિ છે અને પાણીનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં કાંકરાની નાસ્તિ છે. જો એક વસ્તુ બીજી વસ્તુનું કંઈ કરે તો વસ્તુ પોતાના વસ્તુપણાને ગુમાવી બેસે. નિમિત્ત એ પણ ઉપાદાનને કારણે માત્ર આરોપ છે. જો જીવ, ચક્ષુદ્વારા જ્ઞાન કરે તો ચક્ષુ ઉપર નિમિત્તનો આરોપ આવે. સ્પર્શદ્વારા જ્ઞાન કરે તો સ્પર્શ ઉપર નિમિત્તનો આરોપ આવે. તે જ રીતે કાયા, મન વગેરેનું સમજી લેવું.

દર્શન કેટલાં ? ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળદર્શન. આપણને ચક્ષુ અને અચક્ષુદર્શન છે. આંખ સિવાયની ચાર ઇંદ્રિયો જો અચક્ષુદર્શન

# નિવેદન

વર્તમાન જડવાદનું એવું જોર વર્તી રહ્યું છે કે જ્યાં જડની ચિંતા, જડની વિચારણા, જડની ઉપાસના, જડની ભકિત, જડની પ્રભાવના, જડની સેવા સિવાય બીજું કાંઇ જણાતું નથી. ટુંકામાં જડમય જીવન બની રહ્યું છે અને ચેતન તો તદ્દન શૂન્યવત્ મનાઈ ગયું છે. આવા આ વિષમ કાળમાં ચેતન અને જડના વાસ્તવિક સ્વરૂપ બતાવનાર, વિશ્વના સત્સ્વરૂપનું યથાર્થ ભાન કરાવનાર, ચેતનની ઝળહળ જ્યોતિની સ્વાનુભવ સહિત સાચી પ્રભાવના કરનાર સંતો બહુ વિરલ છે. એવા સંતવીરો માંહેલા અધ્યાત્મવેત્તા, પંડિતરત્ન, બાળ બ્રહ્મચારી, પ્રાતઃસ્મરણીય, પરમ પૂજ્ય શ્રી કેશવલાલજી મહારાજશ્રી એક વીર-રત્ન છે. તેઓ તત્ત્વના ઉપાસક, તત્ત્વજ્ઞાની, તત્ત્વચિંતક, તત્ત્વરસથી તરબોળ, અધ્યાત્મ-યોગી છે. અડોલ અને અપ્રતિહત ભાવે તત્ત્વના યથાર્થ સ્વરૂપની એકધારી પ્રભાવના કરી રહ્યા છે.

જીવના બે વર્તુલો છે. એક તો એ કે વીતરાગ ભાવે જાણવા, દેખવારૂપ ટકી જવું. બીજું એ કે રાગદ્વેષ સહિત જાણવું, દેખવું અને માનવું કે પરનાં કાર્યો હું કરી શકું છું પણ કરી શકે નહિ કાંઈ. પહેલા વર્તુલમાં જો જીવ ટકી જાય તો અંત વગરના કાળ સુધી એક સરખી અવસ્થામાં રહે અને તેજ સુખ અને શાંતિમય અવસ્થા થઈ. બીજા વર્તુલમાં જો જીવ રોકાય તો જીવની અસમાન અનંત અવસ્થાઓ થાય એટલે અસ્થાયીપણું થાય, જે દુઃખ અને અશાંતિમય છે. પહેલું વર્તુલ છે તે જીવનું સ્વભાવ સ્વરૂપ-મૂળભૂત ચિરસ્થાયી સ્વરૂપ છે. બીજું વિભાવ સ્વરૂપ-ક્ષણિક, અસ્થિર સ્વરૂપ છે. ત્યારે હવે જીવ તરીકે જીવ કરી શું શકે ? કાં તો પોતાનું સ્વભાવ-સ્વરૂપ છે તે રૂપે રહે અગર તેમ ન રહી શકે તો તેવા સ્વરૂપને ભૂલીને જે પોતાનું નથી અને કોઈ કાળે પોતાનું થઇ શકે તેમ નથી તેને પોતાનું માની તે પ્રમાણે રહે. પોતાના સિવાય જેને પોતાનું માને છે તે બધું ક્ષણિક છે, તેથી જીવ જો કે ક્ષણિક બની શકતો નથી, તોપણ તેને ક્ષણિકભાવે રહેવું પડે એટલે પોતાનું ખોવું અને પરનું ન પામી શકવું એવી ત્રિશંકુ અવસ્થામાં રહે.

માનવ પળપળ, લાભાલાભ, હિતાહિત, સારાસારની ગણત્રી કરી લાભકારી, હિતાવહ અને સારભૂત હોય તેવું ગ્રહણ કરવાવાળો છે. એવી માનવ પર્યાયમાં રહેલા જીવે વિચાર કરવો ઘટે કે મારું હિત શું ? મારે માટે સારભૂત શું ? મારું કલ્યાણ શેમાં ? ચિરકાલ ટકી જાય એવું સુખ અને શાંતિમય મારું જે વર્તુલ છે તેને પ્રાપ્ત કરી તેમાં ટકી જવું તેજ મારું હિત, સારભૂત અને કલ્યાણ છે તે કેમ પ્રાપ્ત કરી શકાય એટલે તેને પ્રાપ્ત કરવાની ક્રમસર રીત શું, એવી જિજ્ઞાસુને ભાવના થાય. પૂજ્ય મહારાજશ્રી, જીવોનો આવો પરમ કલ્યાણનો માર્ગ, તત્વજ્ઞાનની સૂક્ષ્મ અને ગૂઢ વાતોદ્વારા સામાન્ય બુદ્ધિને ગ્રહ્ય થઈ શકે તેવી સાદી, સરલ અને હૃદયસ્પર્શી સચોટ ભાષામાં અપૂર્વ ભાવે વ્યાખ્યાનોમાં પીરસી રહ્યા છે.

સંવત ૨૦૧૧ના રાજકોટના ચાતુર્માસ દરમ્યાન શ્રી ભગવતી સૂત્રનું તેરમું શતક અને છઠ્ઠા ઉદ્દેશા ઉપર પૂજ્ય મહારાજશ્રીએ વ્યાખ્યાનો આપેલાં છે કે જેમાં જીવોના કલ્યાણની અલૌકિક વાતો ભરી છે. કુલ વ્યાખ્યાનો ૧૪૪ અપાયાં છે તેમાંથી ૭૯ વ્યાખ્યાનો પહેલા ભાગમાં છપાયાં છે અને બાકીના ૬૫ વ્યાખ્યાનોનો સંગ્રહ આ બીજા ભાગરૂપે બહાર પડે છે.

ધર્મનો મૂળ પાયો કે ધર્મ પામવા માટેનો પાસપોર્ટ, સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શન વિના ધર્મ થઈ શકતો નથી કે ધર્મ પમાતો નથી. ધર્મ એટલે જીવનું પરમ હિત. સમ્યગ્દર્શન વિના જીવનું પરમહિત થતું નથી. જીવના હિત માટે સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવું તે અનિવાર્ય કાર્ય થયું. તે સમ્યગ્દર્શન કેમ પ્રાપ્ત કરી શકાય કે જેથી ધર્મ હથેળીવત્ બની શકે ? તે સમ્યગ્દર્શન તે શું ? તે કોને કહેવાય ? કેવી રીતે મેળવી શકાય ? તે ક્યાંથી પ્રાપ્ત થાય ? બહારથી આવે કે અંદરથી ? તેની પ્રાપ્તિ થયા પછી શું થાય ? આ બધું જાણવું જરૂરનું થાય છે. ન ખૂટે તેવું સુખ જોઈતું હોય તો આ બધી વાતો જાણ્યા વગર બીજો કોઈ ઉપાય નથી. પૂજ્ય મહારાજશ્રીએ, જીવોના એકાંત હિતની આવી બધી વાતો, તેની સુલભ કળાઓ, પોતાના વ્યાખ્યાનોમાં શ્રોતાજનોને પીરસી છે.

ચાતુર્માસ દરમ્યાન બપોરની વાંચણી વખતે પૂજ્ય મહારાજશ્રી તરફથી અલૌકિક અને અદ્દભૂત લહાણી મળી, તેની આ પ્રસાદી છે. પૂજ્યશ્રીની આ પ્રસાદીને અપૂર્વ ઉલ્લાસ ભાવે ઝીલશે, તેનું અવિનાશી કલ્યાણ થશે. પહેલા ભાગનું વાંચન, સ્વરૂપ લક્ષે કરે તો જીવને એવી ઉત્કંઠા જાગે કે હવે મારે મારા હિત માટે શું કરવું? તે ભાવનાને અનુકૂળ સામગ્રીઓ, આ બીજા ભાગમાં મળે છે. વાચક વર્ગને અમારી હાર્દિક ભલામણ છે કે બન્ને ભાગોનું પોતાની હિત-બુદ્ધિથી વાંચન, મનન અને ચિંતવન કરી, પોતાના કલ્યાણની સાચી જિજ્ઞાસા કેળવે અને પરમ હિતને પંથે ચડી, સત્વર અવિનાશી સુખને પ્રાપ્ત કરે.

બન્ને ભાગના વ્યાખ્યાનોનું સંપૂર્ણ સંશોધન કાર્ય, જામનગર નિવાસી (હાલ કલકત્તા) શ્રી જયસુખલાલ પ્રભુલાલ શાહે, બી. એ. (ઑનર્સ) એલ. એલ. એમ., પોતે અત્યંત વ્યવસાયી હોવા છતાં અંતરના હાર્દિક ભાવે કરી આપ્યું છે તે માટે તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

વધુમાં તત્ત્વરસિક અને આત્મ-હિત કાર્યમાં મસ્ત રા. રા. જેઠાલાલભાઈ પ્રાગજીભાઈ રૂપાણીએ ભૂમિકા લખી આપી, સોનામાં સુગંધ મળે તેમ આ પ્રકાશનને સુશોભિત બનાવ્યું છે તે માટે તેમનો, તથા મુદ્રણ શુદ્ધિનું કાર્ય રાવબહાદુર મોહનલાલ પોપટભાઈ શાહ અને શ્રી અંદરજી વેલાભાઈ પટેલે કર્યું છે, તેઓએ લીધેલા પરિશ્રમ માટે તેઓ સૌનો, આ તકે આભાર વ્યક્ત કરું છું.

અવતરણો કરવામાં રહી ગયેલી ક્ષતિઓ માટે, વાચક વર્ગની ક્ષમા ચાહું છું.

મુંબઈ
સં. ૨૦૧૫ ના
વૈશાખ સુદિ ૫

રામજી શામજી વીરાણી

# ભૂમિકા

अंधयारे महाघोरे, दीवोताणं सरीरिणं ।
एवमन्नाण तामिस्से, भीषणम्मि जिणागमो ॥

અર્થાત્ જે પ્રમાણે ઘોર અંધારામાં પ્રાણીઓનું, દીપક રક્ષણ કરે છે તેવીજ રીતે અજ્ઞાનરૂપી ભયંકર અંધકારમાં ભટકતા જીવોને નિર્ગ્રંથ પ્રવચનજ પ્રકાશ આપે છે.

જૈનાગમોમાં દ્વાદશાંગીનું ગૌરવપૂર્ણ સ્થાન છે સર્વજ્ઞ, સર્વદર્શી ભ૦મહાવીરને પોતાની કઠોર સાધનાના ફલસ્વરૂપ જે અનુભવ થયો તે જ્ઞાનનો નિર્મળ પ્રકાશ હતો, – ત્રિલોક – ત્રિકાલસ્પર્શી દિવ્યજ્ઞાન હતું. જગત-કલ્યાણની ઉદાત્ત ભાવનાથી પોતાની વાણીના રૂપમાં વિશ્વને આપવામાં આવેલી આધ્યાત્મિક વારસાની અલૌકિક અને પવિત્ર ભેટ હતી.

વીતરાગ ભગવાનના મુખમાંથી નીકળેલી અમૃતવાણીને વિશિષ્ટ-જ્ઞાની ગણધરોએ સંકલિત કરીને સૂત્રોના રૂપમાં પ્રદાન કરેલ છે, જે દ્વાદશાંગીના નામે પ્રસિદ્ધ છે.

હિન્દુ ધર્મશાસ્ત્રોમાં ઉપનિષદોનું જે આધ્યાત્મિક મહત્ત્વપૂર્ણ સ્થાન છે, જૈનાગમોમાં શ્રી ભગવતીસૂત્રની આવીજ ઉચ્ચતમ કક્ષા છે. આજે ઉપલબ્ધ ભગવતીસૂત્રમાં શ્રી ગૌતમસ્વામીએ પૂછેલા વિવિધ પ્રશ્નો અને પ્રભુએ આપેલા તેના જવાબોનો ભાવવાહી સંગ્રહ છે. દરેક પ્રશ્નોત્તર સામાન્ય કક્ષાથી માંડી વિશિષ્ટતમ પ્રજ્ઞા ધરાવની વ્યક્તિના હૃદયને પણ સ્પર્શી જાય છે. ચારે અનુયોગો, તેમાં સંક્ષિપ્ત; વિસ્તારથી યથાવત્ સમાયેલા છે. વ્યવહાર પ્રધાન દૃષ્ટિપૂર્વક તેનો અભ્યાસ કરવામાં આવે તો તાત્ત્વિક ગંભીરતા જે વાસ્તવમાં ભગવતી સૂત્રની છે, તે ન જ દેખાઈ આવે. પરંતુ તેના બદલે અધ્યાત્મ-પ્રધાન દૃષ્ટિ અને માનસ ને વ્યવસ્થિત રીતે કેળવાયાં હોય તો ભગવતી સૂત્રમાં 'पदे पदे निधानानि'

મળ્યા વગર રહે જ નહિ. આ ભગવતી સૂત્ર, દ્વાદશાંગીમાં પાંચમું અંગ છે. તેનો આધ્યાત્મિક દૃષ્ટિએ કરવામાં આવેલો અભ્યાસ અને વાસ્તવિક ચિંતવન, મનન, ભવકટિમાં પરમ સહાયક બને તેમ છે. તેનું વૈશિષ્ઠય પ્રસ્તુત પુસ્તકના પ્રારંભમાંજ અધ્યાત્મયોગી, બા. બ્ર. પૂ. આચાર્યશ્રી કેશવલાલજી મહારાજે આધ્યાત્મિક શૈલીથી વર્ણવેલ છે. વિવિધ ઉપમાઓ વડે ડગલે ને પગલે તે મહા આગમનું માહાત્મ્ય બતાવવામાં આવ્યું છે, તો ઠેકઠેકાણે આ રીતે તેમની હાર્દિક સૂત્રભક્તિ પણ શબ્દસ્વરૂપે, યોગ્યરૂપે અભિવ્યક્તિને પામેછે.

સાક્ષાત્ જ્ઞાનસ્વરૂપ ભગવતી સૂત્રમાં સંક્ષેપમાં શ્રી ઉદાયન. રાજાનો અધિકાર છે. સિન્ધુસૌવીર દેશ છે. વીતિભયનગર તેની રાજધાની છે. રાજા ઉદાયન પોતે તેનો અધિપતિ છે અને ૩૬૩ તેના પ્રભુત્વને સ્વીકારતાં ગામો છે. આટલી સ્થૂલ અને સામાન્ય દેખાતી આ વાત અનંત રહસ્યોથી પરિપૂર્ણ છે. વામનમાં વિરાટ અને ગાગરમાં સાગર સમાયા જેવી આ વાત છે. પ્રસ્તુત ઉદાયન રાજા સંબંધે મૂળ સૂત્ર શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૧૮ મા અધ્યયનમાં જ યત્કિંચિત્ ઉલ્લેખ છે તે નીચે પ્રમાણે છે.

सोवीररायवसहो, चइत्ता णं मुणी चरे।
उदायणो पव्वइओ, पत्तो गइ मणुत्तरं ॥ गाथा ४८ ॥

સિન્ધુસૌવીર દેશના રાજવૃષભ મહારાજા ઉદાયન પોતાના રાજ–વૈભવનો ત્યાગ કરી, પ્રવર્જિત થઈ, મુનિવૃત્તિ અંગીકાર કરી, સર્વ શ્રેષ્ઠ એવી મોક્ષગતિ પામ્યા.

રાજા. ઉદાયન વિષે આજે ઉપલબ્ધ આગમોમાં ઉપર જણાવેલી પદ્ધતિએ જ આલેખન છે. પૂ. આચાર્યદેવ મહારાજશ્રીએ ઉપર્યુક્ત અધિકારને આધ્યાત્મિક દૃષ્ટિકોણથી નવું રૂપક આપી સમાજની સામે એક નવી તત્ત્વદૃષ્ટિ રજુ કરી છે.

પોતાનું પરમ શુદ્ધ પરમ પારિણામિકભાવ પૂર્ણ શુદ્ધ સ્વરૂપ તે (સિન્ધુ સૌવીર) દેશ છે. દિવાથી દિવો પ્રગટે છે તેમ આનંદથી આનંદની વૃદ્ધિ થાય છે. નિર્મળ, જ્ઞાયક, જ્યોત આત્મા, જે જ્ઞાનનો ભંડાર છે તેજ સિન્ધુસૌવીર દેશ છે. તે પરમ પારિણામિક ભાવને પહોંચી વળવા માટે વીતિભયનગર રૂપ નિઃશંકતા, નિર્ભયતા અને નિઃસંગતા લાવવા અનિવાર્ય છે. નિર્ભયતાદિ ગુણોનું પ્રગટીકરણ પણ આવું હોય કે આવિર્ભાવ પામેલા તે ગુણો પાછા ન જાય. જે જીવો નિઃશંક થયા, જેને નિર્ભયતા આવી અને જે નિઃસંગ થયા તે પરમાર્થે બંધનના પાત્ર થતા નથી. શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મા તે ગુણોનો ઉદાયન રૂપમાં અધિપતિ છે. તેના પ્રભુત્વને સ્વીકારનારા ૩૬૩ ગામો જે ક્રિયાવાદી, અક્રિયાવાદી, વિનયવાદી, અને અજ્ઞાનવાદીના રૂપમાં, મૂળમાં ચાર અને વિસ્તારથી ૩૬૩ પાખંડી મતો છે કે જેનું સ્વરૂપ આચારાંગ સૂત્રના પ્રથમ અધ્યયનના પ્રથમ ઉદ્દેશાના ત્રીજા સૂત્રમાં "अत्थि मे आया उववाइए: नत्थि मे आया उववाइए" ના રૂપમાં ઉલ્લેખિત છે. તેમજ સૂયગડાંગસૂત્રના સ્વસમય અને પરસમય નામક પ્રથમ અધ્યયનમાં પણ તેનું જ વિશદીકરણ છે અને ઉત્તરાધ્યયન સૂત્રના ૧૮મા અધ્યયનમાં પણ નીચેની ગાથા વડે તેજ વસ્તુનું બહુ સંક્ષેપ છતાં આકર્ષક વર્ણન છે. જેમકે :–

> किरियं अकिरियं विणयं, अन्नाणं च महामुणी।
> एएहिं चउहिं ठाणेहिं, मेयन्ने किं पभासई ॥ २३ ॥

હે મહામુનિ ! ક્રિયાવાદી, અક્રિયાવાદી, વિનયવાદી અને અજ્ઞાનવાદી આ ચાર સ્થાનોમાં રહેલો જીવ પોત-પોતાની ઇચ્છા પ્રમાણે બોલે છે.

પૂ. આચાર્ય મહારાજશ્રીએ પણ સ્વસમય, પરસમયનો ઉત્તરાધ્યયના ઉપર્યુક્ત અર્થ સાથે સુસંગત ધરાવતો આધ્યાત્મિક અર્થ કરી આત્મામાં જ ૩૬૩ પાખંડ મતો (વિભાવ દશાઓ) ઊભા કરી-

અર્થાત્ જે સંયમી, રૂક્ષવૃત્તિ, (કઠણવૃત્તિનો પાલક) અલ્પઇચ્છાવાળો અને સંતોષી જીવન ગાળનાર જિનેશ્વરોના સૌમ્ય અને વિશ્વવલ્લભ શાસનને (સાંભળીને) પ્રાપ્ત કરીને કદી પણ કષાય ન કરે. (તેજ આદર્શ જૈન કહેવાય છે.)

આ રીતે પૂ. આચાર્યમાં, વ્યવહાર-નિશ્ચયનો સુભગ સમન્વય દેખાતાં વીતરાગ માર્ગની વાસ્તવિક દૃષ્ટિ આંતર સૃષ્ટિમાં વરસી અને જીવનમાં આંશિક રીતે પણ, શાંતિ અને સમાધિના અંકુરો પલ્લવિત થયા.

હવે તો સામાયિકમાં સ્વાધ્યાયનો વિષય પણ અધ્યાત્મતત્ત્વ થઈ ગયો. વાંચવા અને વિચારવામાં પણ હવે બીજા વિષયોને અવકાશ ન રહ્યો. આધ્યાત્મિક વાંચનની આ જ તો એક વિશિષ્ટતા છે કે તેનું અનુકૂળ પરિણમન થયા પછી બીજાં બધાં વાંચન ફીકાં લાગવા મંડે.

હું તો પ્રમાણિકતા પૂર્વક જણાવવા માગું છું કે જ્યાં સુધી વીતરાગવાણીને વાસ્તવિક સ્વરૂપે પરિણમાવવા માટે આધ્યાત્મિક દૃષ્ટિ ઊઘડશે નહિ ત્યાં સુધી આપણે વીતરાગવાણીનો પારમાર્થિક લાભ કે વાસ્તવિક મૂલ્યાંકન કરી શકવાના નથી. વીતરાગવાણી પોતાના અભીષ્ટ નિશ્ચયરૂપ સાધ્યને સમજાવવા માટે વ્યવહારનું અવલંબન અવશ્ય સ્વીકારે છે પરંતુ તે અવલંબનને પોતાના નૈશ્ચયિક સાધ્યને પહોંચવા માટેના અવલંબનરૂપેજ. નદીને ઓળંગવા માટે પૂલનું અવલંબન કે દાદરા ચડવા માટે દોરડાનું અવલંબન જેમ અનિવાર્ય છે, પરંતુ દોરડું કે પૂલ વાસ્તવિક સાધ્ય નથી. સાધ્ય તો દોરડા અને પૂલને પેલે પાર છે, ઠીક તેવોજ સંબંધ વ્યવહાર અને નિશ્ચયનો છે. સમય સ્વરૂપ આત્માવગાહન સાધ્ય છે તે માટે વીતરાગવાણી, મહાવ્રત, અણુવ્રત, સમિતિ, ગુપ્તિ, ભક્તિ, જપ અને તપ વિ. સાધન છે. સાધન, સાધ્ય મેળવવામાં સહાયક હોય છે પરંતુ તે પોતે સાધ્ય બની જતું નથી. એનો આ અર્થ પણ નથી કે સાધન એકાંત હેય છે. પુરુષાર્થ સિદ્ધિમાં તેનું પોતાનું અદ્ભૂત અને મહત્ત્વપૂર્ણ સ્થાન છે. તેનું અવલંબન કષાયમંદતામાં સહજ

સ્વાભાવિક બને છે. પરમ શુક્લ ધ્યાનની સંપ્રાપ્તિ તે સાધનો વગર અશક્ય છે તેથી સાધ્ય અને સાધનના અવશ્યંભાવી-નિમિત્ત-નૈમિત્તિક સંબંધો યથાર્થ સમજવા, પચાવવા અને સમજાવવા આવશ્યક અને અનિવાર્ય છે.

અધ્યાત્મ-તત્ત્વના આવા પારમાર્થિક, સૂક્ષ્મ અને ગૂઢતમ તત્ત્વોને સમજવા માટે તટસ્થ બુદ્ધિપૂર્વકના આપણા પ્રયાસો હોવા જોઈએ. તત્ત્વજ્ઞાનીની સમજણમાં આગ્રહબુદ્ધિને સ્થાન ન હોય. સમયસ્વરૂપ આત્માના સમયસિદ્ધાંતને સમભાવ અથવા સમવૃત્તિથી જ સમજી શકાય. કષાયની મંદતા અને પુરુષાર્થની ઉત્કટતા વગર વૃત્તિમાં સમતા આવી શકે નહિ અને સમતાશૂન્ય આત્મામાં વીતરાગવાણી સમાય નહિ તે પરમ સત્ય છે.

આજે આપણે એટલા બધા સ્થૂલ તત્ત્વો ઉપર તત્ત્વજ્ઞાનની ઈમારત રચતા હોઈએ છીએ, કે તે હૃદયસ્પર્શી કે આકર્ષક બની શકતી નથી. વીતરાગવાણીના સૂક્ષ્મતમ તત્ત્વો સમજવા, સૂક્ષ્મતમ પ્રજ્ઞા અને ભગીરથ પ્રયત્નો જરૂરના છે.

અનાદિકાળથી આ જીવ આ લોકની વિવિધ યોજનામાં પોતાના અવળા પુરુષાર્થના નબળા સંસ્કારોને લીધે ભમ્યા કરે છે. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૦ મા અધ્યયનમાં મહાનિર્ગ્રન્થ અનાથીમુનિ, તેનું કારણ કહે છે–

'न तं अरी कंठछेत्ता करेइ, जं से करेइ अप्पणिया दुरप्पा।

અર્થાત્ શિરોચ્છેદન કરનાર દુશ્મન પણ જે અનિષ્ટ નથી કરી શકતો, વિભાવમાં પરિણમેલો આત્મા પોતેજ પોતાનું તેથી વધારે અહિત કરી નાખે છે. તેના પરિણામે જન્મ-મરણની કાળ-દ્રવ્યની સાથે સંબંધિત અનાદિ પરંપરાનો અંત આવતો નથી. જન્મમરણના ભયંકર દુઃખોથી કે પૌદ્ગલિક વૈભવ-વિલાસોથી હજી આપણે ગ્લાનિ પામ્યા નથી, ધરાયા નથી. ઊંડે ઊંડે આપણી મનોવૃત્તિ તેમાં ખૂંચતી જાય છે,

તેથી સાધનમાં સુખ અને દુઃખની કલ્પના ઔપચારિક અને સ્થૂલભૂત વ્યવહારમાંથી ઊભી થયેલી સમજવી જોઈએ. જ્યાંસુધી જીવમાં ભેદજ્ઞાન ન જાગે અને અધ્યાત્મજ્ઞાનના આ સત્યને ન સમજે ત્યાંસુધી તેને લેશમાત્ર પણ શાંતિ કેમ મળી શકે? કારણ :–

एगो मे सासओ अप्पा, णाणदंसणसंजओ ।
सेसा मे बाहिरा भावा, सव्वे संजोग लक्खणा ॥
(જ્ઞાનસાર)

एगोऽहं नत्थि मे कोइ, नाहमन्नस्स कस्सइ ॥
(જ્ઞાનસાર)

અર્થાત્ – મારો આત્મા શાશ્વત હોઈ સ્વતંત્ર તો છે જ પરંતુ તેનો સ્વભાવ પણ એક માત્ર જ્ઞાન-દર્શન-રૂપ છે, એટલે કે જીવ, જ્ઞાતા અને દૃષ્ટા જ છે. તે સિવાય શેષ જે કાંઈ પણ દેખાય છે તે બધું સંયોગનું ફળ છે. 'હું એકલો જ છું. મારું કોઈ નથી. હું પણ કોઈનો નથી.' 'હું મારાં પરિણામોનો જ કર્તા છું અને અજીવ પોતે પોતાનાં પરિણામોનો જ.' આ ત્રૈકાલિક, અબાધિત, સનાતન, સિદ્ધાંત હોવા છતાં પરદ્રવ્યનો કર્તા કે ભોકતા જ્યારે જીવ પોતાને માનવાની અજ્ઞાનજન્ય ભૂલ કરી બેસે છે ત્યારે રાગદ્વેષના વમળમાં અટવાઈ જાય છે, અથડાય છે અને પોતાની ભૂલથી પોતાનો નાશ વહોરે છે. અનંતકાળથી આપણે પુદ્ગલદ્રવ્યનો સંસર્ગ કરતા આવ્યા, પુદ્ગલો સાથે રમતા આવ્યા. જગતનાં બધાં પુદ્ગલો ભેગાં કરી મોજમજા માણવાના હવાઈ કિલ્લાઓ બાંધ્યા. પૌદ્ગલિક વસ્તુઓના મેરુ પર્વતો ખડકયા, પણ અનંતકાળના આટલા શ્રમ પછી આજે એક અણુને પણ આપણે આપણો બનાવી શકયા નથી. કારણ સ્પષ્ટ છે કે જીવાત્માથી જ્ઞેય માત્ર અત્યંત ભિન્ન છે. પરનો આત્મામાં અને આત્માનો પરપદાર્થમાં ત્રૈકાલિક અભાવ છે છતાં પરમાં ઇષ્ટ અને અનિષ્ટની કલ્પના, અજ્ઞાનતાના વિલાસ સિવાય બીજું શું છે? સમ્યગ્દૃષ્ટિ આત્મા તો પર-દ્રવ્યનાં વિવિધપરિણમનોમાં

કદી હર્ષ કે શોક અનુભવતા નથી કારણ તેમની દષ્ટિમાં તેમનો આત્મા જ તેમનો પરિગ્રહ છે. પરદ્રવ્યના પરિગ્રહત્વના ભારને સ્વીકારવાનો તેમના ભેદજ્ઞાનમાં અવકાશજ નથી.

આત્માથી અત્યંત ભિન્ન એવાં પરદ્રવ્યની વાતતો બાજુએ રહી, આત્માની સાથે નિકટતાનો સંબંધ ધરાવતી શરીર રૂપ વસ્તુ પણ મારી છે, એવી જાતની જ્યાંસુધી શરીરમાં અહંબુદ્ધિ કે મમકાર બુદ્ધિ છે ત્યાંસુધી પણ અજ્ઞાનનું જ સામ્રાજ્ય છે.

આત્મા તો જ્ઞાન, દર્શન અને ચારિત્રનો પિંડ છે. મોહનીયના વિપાકોદય પામી પોતાના પુરુષાર્થની નબળાઈને કારણે તે ગુણોમાં કલુષિતપણું ઉત્પન્ન થઈ જાય છે તે ચારિત્ર ગુણની વિકારી અવસ્થા છે. તેનો ત્યાગ પુરુષાર્થ સાધ્ય છે. પરવસ્તુનો ત્યાગ એ વાસ્તવિક ત્યાગ નથી પરંતુ તે ત્યાગની પૂર્વવર્તી ભૂમિકા છે કારણ તે તો સ્વભાવથી જ આપણાથી સર્વથા ભિન્ન છે. વિભાવ સ્વરૂપે આત્મા સાથે સંબંધિત કષાયભાવનો ત્યાગ એજ આધ્યાત્મિકદષ્ટિએ ત્યાગ ગણી શકાય. સાચો જૈનનો તે માટેનો જ પુરુષાર્થ હોય. પૌદ્ગલિક વસ્તુનો ત્યાગ તો તેના પ્રાથમિક (સમ્યગ્દર્શન રૂપ) જ્ઞાનમાં જ થઈ ગયો હોય છે. સાચું જ્ઞાન મળ્યા પછી પૌદ્ગલિક વ્યામોહ તેને હંફાવી શકે નહિ. અંતરંગના વિકારો, બંધનું મૂળભૂત કારણ છે. બાહ્ય વસ્તુઓ અધ્યવસાયના અવલંબન કે સાધન બની શકે છે કારણ અધ્યવસાયની ઉત્પત્તિમાં તેનું અવલંબન (નિમિત્તતા) અવશ્યંભાવી છે. બાહ્ય વસ્તુ વગર અધ્યવસાયનો સંભવ નથી તેથી બાહ્ય વસ્તુના ત્યાગ પાછળ પણ આંતરિક કષાયનો ત્યાગ જ વાસ્તવિક રીતે ઈષ્ટ છે.

જૈનદષ્ટિ સ્પષ્ટતાપૂર્વક નિર્દેશ કરે છે કે દુનિયા તરફ જોવા કરતાં પોતાની જાતને નિહાળવું વધારે ઉચિત છે. દુનિયાને ન્યાયમાર્ગનો આધ્યાત્મિક ઉપદેશ પણ આપ્યો પણ પોતાની જાત તરફ દષ્ટિ ન કરી તો તેથી પોતાને શો લાભ? આંખ હોવા છતાં જો ખાડામાં પડી જવાય

તો તે આંખથી શું અર્થ સર્યો ? જ્ઞાનના અસ્તિત્વ છતાં વિષય-કષાયમાં ફસાઈ જવામાં જ્ઞાનનું મહત્ત્વ શું ?

તત્ત્વજ્ઞાનની આ ભૂમિકા પ્રાપ્ત કર્યા પછી તો વીતરાગવાણી સમજવાની પાત્રતા માત્ર પ્રાપ્ત થાય છે. દ્રવ્યાનુયોગના તલસ્પર્શી અભ્યાસ વગર વીતરાગવાણીનો પરમાર્થ કદી પણ સમજી શકાય નહિ. તેથી આપણી જૈનશાળાઓ અને વિદ્યાલયોમાં ચાલતા ધાર્મિક અભ્યાસની ચાલુ પદ્ધતિમાં પણ યોગ્ય ફેરફાર, મારી રીતે હું અનિવાર્ય માનું છું. બાળકોનું માનસ જો વાસ્તવિક દ્રવ્યાનુયોગની રીતે કેળવવામાં આવે તો તેમની દૃષ્ટિ સ્વભાવતઃ દ્રવ્યાનુયોગ પ્રેરક બને અને ધાર્મિક કેળવણીમાં એક નવી દૃષ્ટિ અને નવી ભાત પડે.

પૂ. આ. મહારાજશ્રીનાં પ્રવચનો દ્રવ્યાનુયોગની દૃષ્ટિને અનુલક્ષીનેજ થયેલાં છે. જેણે દ્રવ્યાનુયોગની દૃષ્ટિ કેળવી નથી, સ્થૂલ વ્યવહારો સુધી-જ જેની દૃષ્ટિ પહોંચે છે, તેમને આ આધ્યાત્મિક પ્રવચનો ભલે જુદી જ જાતનાં ભાસે તે સમજી શકાય છે પરંતુ તેથી જિનવાણીની વાસ્તવિકતાનું મૂલ્યાંકન તો જેમ છે તેમજ રહે છે. જિનવાણીનું આધ્યાત્મિક હૃદયસ્પર્શી સ્વરૂપ તો આ જ છે. તે નિઃસંદેહ હકીકત છે તેને સમજયેજ છૂટકો છે. તેને પચાવ્યે જ આત્મશાંતિ છે.

આજના આ અશાંત વિશ્વમાં પૂ. આ. મહારાજશ્રીએ પોતાનાં પ્રવચનો જુદા જુદા શહેરોમાં આપીને વીતરાગવાણીનો પારમાર્થિક દૃષ્ટિકોણ રજુ કરી આત્મશાંતિ અને સમાધિનો સાચો માર્ગ બતાવેલ છે. તેમજ અધ્યાત્મજ્ઞાનની જે નવી દૃષ્ટિ આપી દ્રવ્યાનુયોગ તથા તત્ત્વજ્ઞાનનો ધોરીમાર્ગ બતાવ્યો છે તે માટે જૈનસમાજ તેઓશ્રીનો ઋણી છે.

આવાં આધ્યાત્મિક પ્રવચનોનો કાળજી પૂર્વક સંગ્રહ કરનાર તેમના અંતેવાસી શિષ્ય, તેમજ આ પ્રવચનોનો વ્યાપક પ્રચાર કરવા

પ્રકાશન કાર્યમાં જે જે દાતાઓએ આર્થિક સહાયતા કરી અને માત્ર નામની કિંમત રાખી, સૌરાષ્ટ્ર ધાર્મિક શિક્ષણસંઘે પ્રકાશનમાં જે જહેમત ઉઠાવી, તેઓ તમામને મારાં હાર્દિક અભિનંદન છે.

જિનવાણીના પ્રચારની વધારેમાં વધારે આવશ્યકતા છે કારણ તેથી સંસારમાં શાંતિનો સંચાર થવાનો સંભવ છે. માટે દરેક જ્ઞાનપિપાસુ આત્માઓએ આ પ્રવચનો સ્થિરતાપૂર્વક શાંતિથી વાંચવા, વિચારવા અને જીવનમાં ઉતારવા મારો નમ્ર અનુરોધ છે.

જ્ઞાનદાન બધા દાનોમાં શ્રેષ્ઠતમ છે. પરંપરાએ તે મોક્ષનું કારણ બને છે. તેથી જે સંસ્થાઓ આધ્યાત્મિકદષ્ટિએ કામ કરતી હોય, ચતુર્વિધ સંઘમાં વીતરાગવાણીના પ્રચાર માટેનું જેણે બીડું ઝડપ્યું હોય તેવી ધાર્મિક શિક્ષણ સંસ્થાઓ અને અધ્યાત્મ-પ્રકાશન સંસ્થાઓને આર્થિક સહયોગ વધારે આપવાનો, સમાજને હું અપીલ કરું છું. પૈસાનો તેથી વધારે સદુપયોગ બીજો ભાગ્યે હોઈ શકે એ જ જિનવાણીની સમજણ, એ જ જિનવાણીનો પ્રેમ અને એ જ આધ્યાત્મિક ભૂમિકાનું પ્રાથમિક પગથિયું છે.

શ્રી જૈન વિદ્યાલય
વડિયા (સૌરાષ્ટ્ર)
વીર સંવત ૨૪૮૫
અક્ષય તૃતીયા, સં. ૨૦૧૫

સંઘ સેવક
જેઠાલાલ પ્રાગજી રૂપાણી

: મુદ્રક :
ગોરધનલાલ ખોડીદાસ શીંગાળા
શીંગાળા પ્રિન્ટીંગ પ્રેસ
સર લાખાજીરાજ રોડ : રાજકોટ

### અધ્યાત્મવેત્તા મોક્ષમાર્ગ પ્રણેતા પંડિતરત્ન

# બા. બ્ર. પૂ. કેશવલાલજી મહારાજની

# જીવન ઝરમર

(લે. દીક્ષાર્થી કુસુમબેન, સુરેન્દ્રનગર નિવાસી

વસુંધરાના વિશાળ પટ પર અનેક સંતો, અનેક મહાત્માઓ, અનેક તપસ્વીઓ અને અનેક મહાન વિભૂતિઓ દૃષ્ટિગોચર થાય છે. કમળ, કાદવમાં રહેવા છતાં કાદવથી પર રહે, ગુલાબ, કંટકમાં રહેવા છતાં પર રહી પોતાની કોમળતા, સુરમ્યતા, સુંદરતા, સૌરભ, આસપાસના વાતાવરણમાં બહેલાવી વાતાવરણને આહ્‌લાદ, ખુશબોમય બનાવે છે, તે જ રીતે આવી મહાન વિભૂતિઓ પણ પોતાના આદર્શમય જીવનદ્વારા અખિલ વિશ્વને પ્રેરણાનાં પાન કરાવે છે.

અધ્યાત્મયોગી પૂ. શ્રી. બા. બ્ર. કેશવલાલજી મહારાજ દુનિયાની મહાન વિભૂતિઓમાં એક હતા.

કચ્છ એ સ્થાનકવાસી જૈનોની પુણ્યભૂમિ છે. કચ્છીઓની ધર્મ-ભાવના પ્રબળ હોય છે, સરળ હૃદયી હોય છે, સંસારની અસારતાની તેમના હૃદયમાં તુરત છાપ પડી જાય છે.

લીંબડી સંપ્રદાયને ત્યાગમાર્ગથી શોભાવવામાં કચ્છનો ફાળો સવિશેષ છે. આપણા પૂજ્ય સદ્‌ગુરુદેવનો જન્મ પણ આ પુણ્યભૂમિ પર સંવત ૧૯૬૪ના કારતક સુદ એકમના રોજ દેસલપુર ગામમાં થયો હતો. તેમના પૂ. પિતાશ્રીનું નામ જેતસીભાઈ અને પરમ ઉપકારક, અજોડ જનનીનું નામ સંતોકબહેન હતું.

બચપણમાં તેઓ મુંબઈમાં અભ્યાસ કરતા હતા, પરંતુ પૂજ્ય પિતાશ્રીના સ્વર્ગવાસ અને મોટાભાઈના જલોદરના રોગના કારણે તેઓ કચ્છમાં પાછા આવ્યા. મોટાભાઈનું દર્દ વધતાં તેઓ મૃત્યુના ખોળામાં

મુકાઈ ગયા. વડીલબંધુના અકાળ મરણથી તેમને ઘણો આઘાત થયો. આવા પ્રસંગો ઘણીવાર વૈરાગ્યનું કારણ બને છે. પૂ. શ્રી સંસ્કારી અને વિચારશીલ હતા, તેથી આ પ્રસંગ વૈરાગ્યના નિમિત્તરૂપ થઈ પડયો. દિવસે દિવસે મન ગેરાતું ગયુ સંસારના સર્વ પદાર્થો પ્રત્યે ઉદાસીનતા લાગવા માંડી. આમ જ્ઞાનની વાટ તો તૈયાર જ હતી પરંતુ તેને પ્રદિપ્ત કરનાર, સાધનની જ જરૂર હતી કચ્છની પવિત્ર ભૂમિ પર જ્ઞાનનું સિંચન કરનાર, બીજનું પોષણ કરનાર સાધુ સંતોનો સમાગમ થઈ ગયો. ઉપાદાન પોતાનું તૈયાર જ હતું. યૌવનકાળમાં યોગ્ય બીજનુ જ્ઞાનરૂપી જળવડે સિંચન થતાં તેમાંથી કાળે કરી વૃક્ષની ઉત્પત્તિ થઈ અને તેનું ફળ તે આપણા સૌના ઉપકારની પ્રતિમા સમા સદ્‌ગુરુદેવ.

સંયમની અભિરુચિ દિન પ્રતિદિન વધતી ગઈ. આત્માના અભ્યુદય માટે એકદમ ઉત્કંઠિત થઈ ગયા ગૃહાવસ્થા અસહ્ય થઈ પડી. વિના વિલંબે સંસારમાંથી નીકળી જવા વિચાર કર્યો અને વડીલો પાસે અંતરની ભાવના પ્રગટ કરી. માતાએ કસોટીની સરાણ પર ચડાવ્યા. ઓરડીમાં પૂરી રાખ્યા, ત્રણ દિવસના ઉપવાસ થયા, કિંતુ એ શુદ્ધ સુવર્ણ હતું. માતાએ તેમની વૈરાગ્યની તમન્ના જોઈ, દીક્ષા માટે અનુમતિ આપી. સંવત ૧૯૮૧ના વૈશાખ શુદ એકાદશીના શુભ દિવસે તેઓશ્રી એ ભાગવતી દીક્ષા અંગીકાર કરી. તે પછી તેઓશ્રી પૂ. બા. બ્ર. આગમવેત્તા મોહનલાલજી મહારાજના સુશિષ્ય તરીકે જાહેર થયા. તે વખતે અનેક રાસના રચયિતા પૂજ્ય શ્રી નથુજી મહારાજ, તથા ચોપન ગ્રંથોના રચનાર પૂજ્ય શ્રી મણીલાલજી મહારાજ તથા સેવાભાવી મેઘરાજજી મહારાજ, પૂ શ્રી ત્રિભોવનજી મહારાજ, પૂ. શ્રી વાલજી મહારાજ, પૂ શ્રી ધર્મસિંહજી મહારાજ સાહેબ વગેરે પંડિત રત્નોનું શિષ્યમંડળ પૂજ્યપાદ શ્રી મોહનલાલજી મહારાજની છત્રછાયા નીચે વિહરતું હતું.

પૂ શ્રી મોહનલાલજી મહારાજ, વિદ્વત્તાની મૂર્તિ સમા હતા. તેઓશ્રીએ 'પ્રશ્નોત્તર મોહનમાળા' આદિ અનેક ગ્રંથોની રચના કરી હતી. આવી મહાન વિભૂતિના ચરણકમળમાં પોતાનું જીવન અર્પી, સાધનાનો

કઠોર, અસાધારણ માર્ગ સ્વીકાર્યો અને અપ્રમત્ત દશામાં દોટ મૂકી. જ્ઞાન પ્રાપ્તિની ધગશ, ધ્યેય તરફ પ્રગતિ કરવાની મહત્ત્વાકાંક્ષા, અથાગ ગ્રહણશકિત–આ ત્રિવેણી સંગમ તેઓશ્રીમાં હતો. અભેદ માર્ગના પ્રવાસી, જ્ઞાનપ્રદિપ વડે દિલના અજ્ઞાનને નાશ કરવા કટિબદ્ધ થયા. થોડા વખતમાં સાત સૂત્રો, ૭૫ થોકડા મુખપાઠ કર્યા હતા. પંડિતજી પાસે ન્યાય, તર્ક, સંસ્કૃત, પ્રાકૃત, વ્યાકરણ, કાવ્યકોષ આદિ વિવિધ વિષયોનો અભ્યાસ કર્યો. ૩૨ સૂત્રો તથા ૩૦૦ આધ્યાત્મિક ગ્રંથો વાંચ્યા. ૧૭ વાર શ્રી ભગવતીજી તથા ૧૩ વાર શ્રીમદ્ રાજચંદ્રનો ચોપડો વાંચ્યો.

તેઓશ્રીની અભ્યાસ તરફની સતત મહેનત, જોનારને આશ્ચર્યમુગ્ધ બનાવે તેવી હતી. કહેવત છે કે "સિદ્ધિ તેને જઇ વરે જે પરસેવે નહાય.' ખરેખર કર્તવ્ય પ્રત્યેની નિષ્ઠા જ્યાં મજબૂત હોય છે, ત્યાં મન કે ઉત્સાહને ઓટ આવતી નથી. નાની ઉંમરમાં તેઓશ્રીએ સિદ્ધાંતનું વાંચન, મનન કરી તેની અંદર રહેલા રહસ્યો શોધી, તેનું સ્વજીવનમાં આચરણ કરી, એ આચરણ, જીવને ઉન્નતિને પંથે લઈ જનારૂં છે, એમ નવનીત તારવી, જગત સમક્ષ મૂક્યું. તેમનાં વ્યાખ્યાનો સરળ, અર્થલક્ષી, આત્મલક્ષી, આગામાનુલક્ષી, સચોટ, ધારી અસર ઉપજાવે તેવાં હતાં. વ્યાખ્યાનમાં અભ્યાસની વિશાળતા, તત્ત્વાન્વેષણ, સત્યનિષ્ઠા અને સમભાવ, પ્રત્યક્ષ જણાઇ આવતાં. તેમનામાં જુસ્સો અને વેગીલી શૈલી હતી. સમયસુચકતા અને અન્ય વ્યકિતઓના મનનું સમાધાન કરવાનો ગુણ, પૂજ્યશ્રીમાં પ્રશંસાપાત્ર હતો. નાના મોટા વિદ્વાન કે અલ્પજ્ઞાની ગમે તે વ્યકિત કોઈ પણ પ્રકારના પ્રશ્નો પૂછે તો શાંતિપૂર્વક, સમભાવે, આગમોની કલમોનો તેમાં સમન્વય કરી, એવી સુંદર અને સચોટ શૈલીથી સમજાવતા કે સામા માણસનાં હૃદય થનગની ઊઠતાં.

પૂ. બા. બ્ર. સ્વ. માણીલાલજી મહારાજના કાળધર્મ પછી પંદર વર્ષમાં તેઓશ્રીએ સત્તર દીક્ષા આપી, તેમાં મોટો ફાળો બાળ–બ્રહ્મચારીનો હતો.

તેઓશ્રી ચારે યોગમાં કઠિનમાં કઠિન દ્રવ્યાનુયોગના ગૂઢ તત્ત્વોના પ્રખર અભ્યાસી હતા. તેઓમાં સહાનુભૂતિની ઝરણ અત્યંત વિશાળ

હતી. માનબદ્ધિ કષાયો, આશા લોકૈષણા–તેઓશ્રીથી લાખો કોશ દૂર હતા. તેઓશ્રી સાત્વિક અને નિર્મોહી હતા. તેઓશ્રી ઊર્મિ, વિચાર અને ચિંતનના પ્રદેશમાં એક સરખી સરળતાથી વિહરી શકતા. સૌમ્ય નિરવતા જાણે અમૃત વરસાવી રહી હતી. તેમનામાં દૃષ્ટિની સ્વતંત્રતા, મતિની તટસ્થતા અને વિચારની તર્ક–શુદ્ધતા સમાએલી હતી તેઓ નિસ્પૃહ, નિષ્કામ, નિર્ભય, શાસ્ત્રપારંગત અને ચારિત્રમૂર્તિ સમા હતા.

આ ધરાતલને તેઓએ સુલલિત ચારિત્ર્યથી સમલંકૃત કરેલ છે. સૌરાષ્ટ્રના નાના–મોટા શહેરોમાં વિચરી પોતાની પ્રતિભાની ઓજસતાને લીધે દરેક ક્ષેત્રને પ્રકાશિત બનાવ્યા છે.

એક દિવસનું આચરણ, સો દિવસના સદુપદેશની ગરજ સારે છે, માટે 'કહી બતાવવા કરતાં, કરી બતાવવું શ્રેષ્ઠ' એ સિદ્ધાંત તેમણે જીવનમાં ઉતાર્યો હતો. તેઓશ્રી નિશદિન નિજાનંદની મસ્તીમાં માનનારા હતા. તેઓશ્રી આરામને હરામ માનતા. સવારના વ્યાખ્યાન, બપોરના વ્યાખ્યાન અને રાત્રે ત્રણ ત્રણ કલાક સુધી અવિરત ધારાએ પ્રશ્નોની છણાવટ કરતા. તેમના જવાબોમાં સ્વ–પરની વ્હેંચણી કરતું ભેદ–વિજ્ઞાન, ઉપાદાન ને નિમિત્ત, કાર્ય ને કારણ, સામાન્યને વિશેષ, દ્રવ્ય, ગુણ, ને પર્યાય, દ્રવ્ય અને ભાવ, નય અને નિક્ષેપ, પ્રમાણથી દરેક ભાવો ઝગઝગતા હતા. જૈન સમાજની ઉન્નતિની ધગશ તેમના રોમેરોમમાં રમતી હતી.

ફાગણ વદમાં ધોલેરાથી વિહાર કરી સુરેન્દ્રનગર દીક્ષા પ્રસંગ પર આવવા નીકળ્યા. જો કે ધોલેરામાં જ તેઓશ્રીની તબિયત નાદુરસ્ત હતી. પણ એ અવધૂત યોગી, દેહ અને આત્માને ભિન્ન સમજનાર, દેહની પરવા કરે જ શાના ? માર્ગમાં તબિયત વધુ બગડી. સંઘે નમ્ર ભાવે ડોળીમાં બેસવા વિનંતિ કરી, પરંતુ પૂજ્યશ્રીએ સાફ ના કહી.

ધંધુકા અને લીંબડી થઈ તેઓશ્રી વર્ધમાનપુરીમાં પધાર્યા. ત્યાં બે દિવસ આરામ કરી સુરેન્દ્રનગર વિહાર કરવાનું જાહેર કર્યું.

રાત્રે હૃદય પર હુમલો થયો પરંતુ સંઘમાં કોઈને વાત કર્યા સિવાય વિહારના પંથે પ્રયાણ કર્યું. કિંતુ કમનસીબે થોડું ચાલ્યા, ત્યાં ચક્કર આવવાની શરૂઆત થઈ અને બે-ત્રણ વિસામાં લેવા છતાં ગામ બકાર પણ પહોંચી શકયા નહીં અને વર્ધમાનપૂરીના સંઘની વિનંતિને માન્ય કરી પાછા ફર્યા. રાત્રે હૃદયના હુમલાએ ફરી જોર કર્યું. શ્રી સંઘે બનતા ઉપચારો શરૂ કરવા કહ્યું પરંતુ તેઓશ્રીએ તો સવાર સુધીનો સાગારી સંથારો કરી દીધો હતો. પ્રભાત થયા બાદ શ્રી સંઘે દાકતરી ઉપચારો શરૂ કર્યા. અનેક સતીઓ તેમની સેવામાં રોકાયા. બા. બ્ર. વિદુષી મહાસતી લીલાવતીબાઇ સ્વામી, પોતાના સુશિષ્યા-મંડળ સાથે સેવામાં હાજર થયાં અને દરેક પોતાની ફરજ બજાવવા ખડે પગે ઊભા રહેતાં. પૂ. ગુરુદેવના વિનયવંત, સેવાભાવી, સુશિષ્ય બા. બ્ર. કેવળચંદજીમુનિ રાત-દિવસ શરીરની પરવા કર્યા વિના ખૂબજ પ્રસન્ન ચિત્તે સેવાના પાઠ ભજવતા. સૌથી વિશેષ સેવાનો ફાળો તેમને આભારી છે. પૂ. શ્રી રામજી મહારાજ પણ બનતી સેવા કરતા. પૂ શ્રીને પ્રાણવાયુ ઉપર રાખવામાં આવ્યા અને બેસવાની તેમજ બોલવાની મનાઈ કરવામાં આવી.

દેહનું દર્દ વધતાં આત્મ-જાગૃતિ વધુ પ્રબળ બની. તેઓશ્રી કયારેક પદ્માસન લગાવી બેસી જતા અને કહેતા 'મને સમાધિમાં, ધ્યાનમાં બેસવા દીઓ.' ૨૦ દિવસની માંદગી રહી પણ તેઓ દરેક વખતે કહેતા 'શાંતિ અંતરમાં છે. દેહ તો રોગાયતન છે. આ નશ્વર દેહનો વિશ્વાસ શું?' 'जहा अंतो तहा बाहिं, जहा बाहिं तहा अंतो' દેહ તે હું નથી. જ્યાં સુધી હું (આત્મા) દ્રવ્ય અથવા ભાવે કોઈ પ્રકારથી આ શરીરમાં વિદ્યમાન છું, ત્યાં સુધી મારા હૃદયકમળમાં 'शुद्धचिद्रूपोऽहं' ૐ તત્ સત્' આ વાત સદાય સ્થિત છે. આત્મા આનંદનો પિંડ છે. હું ચૈતન્ય 'शुद्धोऽस्मि, बुद्धोऽस्मि, निरंजनोऽस्मि' છું, આમ વારંવાર બોલતા.

નિરંતર ભેદ-વિજ્ઞાનના અભ્યાસવડે તેઓશ્રીનો મમત્વ છૂટી ગયો હતો. સ્વર્ગવાસને દિવસે તેઓશ્રી સંત-સતીઓ, શ્રાવક, શ્રાવિકાઓની વચ્ચે આત્મ-સમાધિની ધૂનમાં નીચેના શ્લોકો બોલેલા:-

"અનંત ગુણી આત્મા, કરે નિજ નિજ ગુણનું કામ;
જો સમજે આ જીવડો, સરે પોતાનું કામ.
સત્ સ્વરૂપી આત્મા, ઉત્પાદ, વ્યય, ધ્રુવ યુક્ત;
સમજે કોઈ વિરલા, થઈ જાય તે ભવ મુક્ત.
વેદું છું નિજ આત્મા. બાકી સઘળું ફોક;
છૂટી જાય આ દેહ તો, નહીં કાંઈ હર્ષ કે શોક.

અંતિમ ઉદ્ગારો બતાવે છે કે અશાતા–વેદનીયના જોરમાં તેમનો ચૈતન્ય કેવો સ્વરૂપાનંદની લહેરમાં મોજ માણી રહ્યો હતો!

વૈશાખ સુદી ૧૩ ને બુધવારે બપોરના ૧૨–૪૫ મિનિટે આત્મ-સમાધિપૂર્વક, કોઈ પણ જાતની પૌદ્ગલિક વાસના વગર, સ્વભાવસ્થ દશામાં સ્વરૂપરમણતા કરતાં કરતાં આ ક્ષણિક દેહનો ત્યાગ કરી, દુર્લભ એવા પંડિતમરણને પ્રાપ્ત કરી સ્વર્ગે સિધાવ્યા. દીપક બુઝાઈ ગયો. સૌરાષ્ટ્રનું રત્ન રોળાઈ ગયું.

તાર તથા ટ્રેનથી ગામોગામ આ વાત વિદિત કરી. બીજે દિવસે સવારના ૧૦ વાગે હજારો માણસોની મેદની વચ્ચે ભવ્ય પાલખીમાં પૂ. ગુરુદેવના દેહને પધરાવવામાં આવ્યો, ધૂનો તથા ગુરુદેવના જયજય-કારના બુલંદ અવાજો સાથે સ્મશાન-યાત્રા શરૂ થઈ. નદીના વિશાળ પટ પર પાલખીને રાખી, ચંદનકાષ્ટ તથા ઘી વડે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. ભરભડ બળતી આગમાં ગુરુદેવનો નશ્વર દેહ હતો–ન હતો થઈ ગયો. વર્ધમાનપુરીના શ્રી સંઘે પૂ. ગુરુદેવ માટે અને મહેમાનો માટે જે સેવા બજાવી છે તે પ્રસંશનીય છે.

તેઓશ્રીની સુશ્રુષા દરમ્યાન અને નિર્વાણ સમયે પૂ. મહારાજ સાહેબનાં પાંચ ઠાણાં, પૂ. મહારાજશ્રી પરમશી મુનિ, તપસ્વીશ્રી વ્રજલાલજી મ., વિનયવંત શ્રી રામજી મુનિ, શાંતમૂર્તિ શ્રી કેશવચંદજી મુનિ તથા સમભાવી મનહરલાલજી મુનિ હાજર હતા. વળી સુશ્રુષા સમયે,

## આ. બ્ર. પૂ. કેશવલાલજી મહારાજને શ્રદ્ધાંજલી

(રાગ :– માતા વખતે.......)

જૈન શાસનનો ભવ્ય સિતારો, આજે અસ્ત થાય છે;
દિલની વ્યથા કહું શું, આજ હૃદય ચિરાય છે....(૧)
ગુરુજી શોધીએ શાસ્ત્રનો સાર, અમી રસ સીંચ્યા તમે;
એવા ઊંડાં શાસ્ત્ર રહસ્ય, ક્યાં જઈને સુણશું અમે?....(૨)
આપે જ્ઞાનના ગંભીર નાદ, ગગનમાં ગજવિયા;
વર્ષાવ્યા અમૃતના મેઘ, સુધારસ સીંચિયા....(૩)
ગુરુજી સુકાએલ અમ અંતર, કીધાં નવ ચેતનવંતા;
પોષણ વિના તે તો રહેશે કેમ, હૃદય એ ચેતનવંતા....(૪)
ગુરુજી અચિંત્ય આત્મ માહાત્મ્ય, સુણશું ક્યાંથી અમે;
સહજાત્મ સ્વરૂપનો આનંદ, યથાર્થ સમજાવો આપે....(૫)
આપની ઝળહળતી જ્ઞાનની જ્યોતિ, સ્વભાવ જાગૃત દશા;
દુર્લભ મૂર્તિ પંચમકાળની માંહી, ગુણો નવ જાયે કથ્યા....(૬)
ઓ.......યોગીઓના ઇન્દ્ર, કરુણા અમ પર રાખજો;
કૃપા કરી ગુરુ મહારાજ, અમને રે ઉગારજો....(૭)
ગુરુજી ઊગેલી આનંદ ઉર્મી, હજુ સ્વસ્થ થઈ નથી;
ત્યાં તો પડયા વિયોગના તાપ, સહ્યા જાયે નહિ....(૮)
જૈન શાસનના શિરતાજ, પડી ખોટ સમાજમાં;
કરી સૂનાં અંતરિયાં આજ, ગુરુજી સ્વર્ગે સંચર્યા....(૯)
ઓગણીસો એકાશીની સાલે, સંયમ આપે આદર્યો;
જ્ઞાન, ધ્યાન, સમાધિસાંય, તત્ત્વ બોધ આપીઓ....(૧૦)
બોહુત્તર પંદરની સાલ, વૈશાખ સુદિ તેરસ;
કોહીનૂર ગુમાવ્યું આજ, વિરહ વસમો લાગશે....(૧૧)
શૂન્ય દિશા સૌ દેખાય, શૂન્યાકાર લાગે શહેરમાં;
શિષ્ય સંઘ વિલખું થયું, ક્યાંય ચેન નહિ ચિત્તમાં....(૧૨)
પંડિત જ્ઞાની કેશવ ગુરુરાય, સ્વીકારજો અંજલી;
ગુરુજી સતી લીલમ આજ, વધુ શું કથી શકે?....(૧૩)

## બા. બ્ર. અધ્યાત્મ યોગી પૂ. કેશવલાલજી મહારાજશ્રી
## —: નિર્વાણ :—

તારા ચમકે અનેક........આકાશમાં
એમાં ઝાંખાની ગણતી નંઈ
પણ તારાં તેજ અપાર
આ તેજે અવની રોલી ગઈ.

ન્હોતું જાવું બાપ,
તેં ઝડપ કરી ડગલાં....ભરવામાં
એક ચિતા જલે સ્મશાન
એક ચિતા જલી અમ અંતરમાં.

તું "જીવનનો સાર"
મને બીજું કંઈ કયાંથી જડે ?
તું શાસ્ત્રોનો પેગામ
આજ "કેશવ" મારો કયાં મળે !

નીચોવ્યું તન; :'નાથ'
એમાંથી જ્ઞાન ઝરણાં નીકળ્યાં
તેં આપ્યા છે ભંડાર
પણ "નાથ" વિનાનાં થઈ ગયાં.

શિષ્યો, શિષ્યા છે...."શૂર"
પણ "છતર" વિણ હૈયાં રડે
રોશો મા બાપુ........કોઈ
તમે "છતર" બનજો સૌ ખરે !

હે....કાયાની થઈ રાખ !
ઈ રાખ કંઈ કહેતી અરે !
જવાનું છે........આમ
તું ભાતું બાંધી લે ઝટ હવે !

જગજીવનદાસ દેશાઈ, બગસરા

| સંખ્યા | વિષય | પાનું |
|---|---|---|
| ૧૬૫ | વિષયમાં સુખબુદ્ધિ તે અજ્ઞાનીનું લક્ષણ છે | ૨૧૭ |
| ૧૬૬ | નયાદિકનું જ્ઞાન છોડાવ્યું નથી પણ વિકલ્પો છોડાવ્યા છે | ૨૧૮ |
| ૧૬૭ | પરનું જ્ઞાન, બંધનું કારણ નથી પણ રાગ, દ્વેષ, વિકલ્પ તે બંધનું કારણ છે | ૨૧૮ |
| ૧૬૮ | ઉપયોગ તે ધર્મ, ક્રિયા તે કર્મ, પરિણામે બંધ | ૨૧૯ |
| ૧૬૯ | આત્માનું નિજ સ્વરૂપ શ્રી ચેતના છે તેને ભૂલવાથી થયેલી હાનિ | ૨૨૦ |
| ૧૭૦ | પ્રદેશબંધ અને પ્રકૃતિબંધ | ૨૨૪ |
| ૧૭૧ | સ્થિતિબંધ અને અનુભાગબંધ | ૨૨૬ |
| ૧૭૨ | જીવ અને કર્મના નિમિત્ત–નૈમિત્તિક સંબંધનું વાસ્તવિક સ્વરૂપ | ૨૨૭ |
| ૧૭૩ | નિર્જરાના ચાર પ્રકાર | ૨૨૮ |
| ૧૭૪ | પરવસ્તુઓમાં જીવનો સંસાર નથી પણ ઊંધી માન્યતા તે જ સંસાર છે | ૨૨૯ |
| ૧૭૫ | મિથ્યાત્વી અને સમકિતીની દ્રષ્ટિમાં શું ફરક છે? | ૨૩૦ |
| ૧૭૬ | ધર્મકથા કહેનાર મુનિરાજને શું લાભ થાય? | ૨૩૨ |
| ૧૭૭ | જ્ઞાનનાં બે પડખાં | ૨૩૩ |
| ૧૭૮ | નિશ્ચય દ્રષ્ટિ અને વ્યવહાર દ્રષ્ટિ | ૨૩૪ |
| ૧૭૯ | મોક્ષ દશા શું છે, કોણ લાવે છે, ક્યાંથી લાવે છે, કેવી રીતે લાવે છે? | ૨૩૫ |
| ૧૮૦ | કારણ પરમાત્મા – કાર્ય પરમાત્મા | ૨૩૬ |
| ૧૮૧ | આત્મા પકડાય શેનાથી? | ૨૩૮ |
| ૧૮૨ | ગુણોની સ્વતંત્રતા | ૨૪૧ |
| ૧૮૩ | વ્યવહાર નયનો વિષય | ૨૪૧ |
| ૧૮૪ | સમ્યગ્દર્શન માટે કેવા ઉલ્લાસપૂર્વકનો પ્રયત્ન હોવો જોઈએ? | ૨૪૩ |
| ૧૮૫ | સંસારની અરુચિ અને સ્વભાવની રુચિ કેમ થાય? | ૨૪૪ |
| ૧૮૬ | વ્યવહાર તે આંગણું છે, નિશ્ચય તે ઘર છે | ૨૪૪ |
| ૧૮૭ | ભ્રમણા ટળી જાય તો ભ્રમણ પણ ટળી જાય છે | ૨૪૬ |
| ૧૮૮ | ગૌણપણે મોક્ષમાર્ગ શું અને સાક્ષાત્ મોક્ષ માર્ગ શું? | ૨૪૭ |

| સંખ્યા | વિષય | પાનું |
|---|---|---|
| ૨૧૪ | વ્યવહાર સમકિત અને નિશ્ચય સમકિત | ૩૦૭ |
| ૨૧૫ | નવતત્ત્વનો ક્રમ શા માટે ? | ૩૦૯ |
| ૨૧૬ | નવતત્ત્વોમાં હેય, ઉપાદેય અને જ્ઞેય કયા છે | ૩૧૦ |
| ૨૧૭ | ઉદાયન રાજાની સ્વરૂપલક્ષે પ્રભુની ભકિત. | ૩૧૨ |
| ૨૧૮ | તત્ત્વ બે:–સંસાર તત્ત્વ અને મોક્ષ તત્વ | ૩૧૪ |
| ૨૧૯ | સંસાર તત્ત્વ | ૩૧૪ |
| ૨૨૦ | ધૂન | ૩૨૦ |

——ooo——

## અધ્યાત્મયોગી બા. બ્ર. પંડિત મુનિ

# શ્રી કેશવલાલજી મહારાજનાં

# વ્યાખ્યાન. ૯)

**સંવત ૨૦૧૧ના બીજા ભાદરવા શુદ ૧૧ સોમવાર તા. ૨૬-૯-૫૫**

ભગવતીજી સૂત્ર, ૧૩મું શતક, છઠ્ઠો ઉદ્દેશો, ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. ઉદાયન રાજાએ ૩૬૩ પાખંડી મતને જાણી લીધા છે. પોતાનું સ્વરૂપ પણ જાણી લીધું છે. એકાંત વિનયવાદીના ૩૨ ભેદ છે, તેમની વાત ચાલે છે. તેની સાથે જૈનદર્શનનો ન્યાય પણ સમજાવાય છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને ઉપચાર-વિનય એમ વિનય ચાર પ્રકારે છે.

મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળજ્ઞાન એમ સમ્યગ્-જ્ઞાનના પાંચ ભેદ છે. તેનો વિનય તે સમ્યક્ વિનય છે. તેમાં મતિ અને શ્રુતજ્ઞાન પરોક્ષ છે. પરોક્ષ જ્ઞાનમાં મન અને ઇંદ્રિયો નિમિત્ત છે. આત્મા, જ્ઞાનથી જ્ઞાનમાં જાણે છે, નિમિત્તથી જણાતું નથી. વર્તમાનમાં ઊણું જ્ઞાન છે ત્યાં સુધી પરને જાણવા માટે મન અને પાંચ ઇંદ્રિયો નિમિત્ત છે. પરંતુ અંદર સ્વલક્ષમાં મન અને ઇંદ્રિયો નિમિત્ત નથી. જો જીવ તેનાથી અંશે જુદો પડે ત્યારે સ્વતંત્ર, સ્વાધીન તત્ત્વનું જ્ઞાન કરી તેમાં ઠરી શકે છે. ઇંદ્રિયો તો અકેક પ્રકારને જાણવામાં નિમિત્ત છે. ઇંદ્રિયો પોતે તો કંઈ જાણતી નથી. જાણવાની તેનામાં શક્તિ નથી. પાંચ ઇંદ્રિય તરફનું લક્ષ જો બંધ કરે તો અંદર વિચારવાનું કામ, જ્ઞાન કરે છે. જ્ઞાન જ્યારે વિચારવાનું કામ કરે છે ત્યારે મન નિમિત્ત થાય છે, છતાં જાણે છે તો પોતાનાથી. મન અને ઇંદ્રિયોની તો વચ્ચે હાજરી હોય છે. નિમિત્ત માત્ર છે. છતાં ઊણા જ્ઞાનમાં નિમિત્ત

 છે, તેનો જ્ઞાનમાં નિષેધ નથી. પરંતુ તેનાથી જ્ઞાન થાય છે, તેવી ઊંધી

માન્યતાનો નિષેધ છે. એકાંત અજ્ઞાનવાદી આ બધાનો વિનય કરવાનું કહે છે, તે મિથ્યાદષ્ટિ છે.

હું વર્તમાનમાં ક્રમે ક્રમે જાણું છું. મારા જ્ઞાનમાં ક્રમ પડે છે, અક્રમપણે મારું જ્ઞાન હજુ જાણતું નથી. માટે વચ્ચે નિમિત્તનું આલંબન આવે છે તેથી મતિ, શ્રુત, પરોક્ષ જ્ઞાન કહેવાય છે. વર્તમાનમાં ઊણી અવસ્થા છે, અધૂરી અવસ્થા છે પણ સ્વભાવ કંઈ ઊણો, હીણો કે અધૂરો નથી. ઊણા જ્ઞાનમાં નિમિત્ત છે. પરંતુ રાગ રહિત, પૂર્ણ જ્ઞાનમાં નિમિત્તનો સંબંધ જ ન હોય અને ક્રમ પણ ન હોય. પરંતુ અક્રમપણે જાણે તેવું એક કેવળજ્ઞાન હોય જેમાં ક્રમ અને નિમિત્તનો સંબંધ જ ન હોય.

મતિજ્ઞાનમાં સામાન્ય પ્રકારે જાણવું થાયછે. શ્રુતજ્ઞાનમાં વિશેષ લંબાણપૂર્વક અને વધુ સૂક્ષ્મપણે જણાય છે. ફલાણા ભાઈનો આ શબ્દ છે, જે કાલે સાંભળ્યો હતો તેવો જ આ છે, તે મતિજ્ઞાનનો ભેદ છે. તે ઉપરથી જ્ઞાન લંબાવીએ તો તેનો અવાજ મીઠો, મધુરો છે, એમ જાણવું તે શ્રુતજ્ઞાન છે. સ્પર્શેન્દ્રિય દ્વારા પવનનો ધીમો સ્પર્શ થયો તે જાણવું, તે મતિજ્ઞાનનો ભેદ છે. પછી વિશેષ જાણવું કે હવા ઠંડી છે, ક્યાંક આગળ ઉપર વરસાદ પડ્યો હશે, તેમ જાણવું તે શ્રુતજ્ઞાન છે. શ્રુતજ્ઞાનથી જાણવામાં ઇંદ્રિયો નિમિત્ત નથી, પણ અંદરથી મન નિમિત્ત છે. સ્વ સ્વરૂપનું લક્ષ કરવામાં જેટલે અંશે મનનું અવલંબન છૂટી જાય તેટલે અંશે પ્રત્યક્ષ સ્વલક્ષ થાય છે. મતિજ્ઞાનથી પરને જાણવામાં ઇંદ્રિયો તથા મન નિમિત્ત થાય છે. શ્રુતજ્ઞાન થવામાં મન નિમિત્ત થાય છે. જડ ઇંદ્રિયો પરને જાણવામાં નિમિત્ત થાય છે પણ આત્માને જાણવામાં નિમિત્ત થતી નથી.

શબ્દાદિ પર વિષયોને, બહાર હું ટકિયું કરી જાણી શકું છું, તો હું મને પોતાને જાણવા માગું તો કેમ ન જાણું ? હું સ્વાવલંબી, નિત્ય એકરૂપ, જ્ઞાન સ્વભાવી પરિપૂર્ણ છું. એમ સ્વ સંવેદનથી, પ્રત્યક્ષ

જ્ઞાનથી સ્વ વિષય કરે, એવો મતિ-શ્રુતજ્ઞાનમાં સ્વભાવ જ છે. આવી રીતે જ્ઞાનનો વિનય થવો જોઈએ અહીં જ્ઞાની પડકાર કરીને કહે છે કે સર્વજ્ઞ દેવે કહેલો તારો પોતાનો અવિનાશી ચૈતન્ય શકિતના માલનો તોલ કાઢવા તારાં મતિ-શ્રુતજ્ઞાનને પ્રમાણરૂપ તો બનાવ. અમે કહીએ છીએ કે એવું તું જાણી લઈશ તો જેવા અમારે ભવના અભાવ છે તેવા તારે પણ અભાવ થશે. મતિ-શ્રુતજ્ઞાન પોતાને જાણવા માટે પ્રત્યક્ષ છે, એટલે અંશે પ્રત્યક્ષ છે. પરને જાણવા માટે પરોક્ષ છે. આમ યથાર્થપણે સમજીને સ્વમાં ઠરે ત્યારે આત્માનું કલ્યાણ થાય.

જીવોની તૈયારી થાય ત્યારે પરમ સત્ય સાંભળવાનું મળે છે. પણ તેના સૂક્ષ્મ રાગમાં ન અટકતાં હવે તો અપૂર્વ પુરુષાર્થ કરવો તે પોતાની અંદરની તૈયારીથી થાય છે. ધ્યાન રાખો તો બધું સમજાઈ જાય તેવી વાત છે. બધા આત્મા છે, બધા ભગવાન છે, સિદ્ધ સમાન છે. તારા ઘરની વાત તને ન સમજાય, તેમ હવે તું માનીશ નહિ.

જે જે સર્વજ્ઞ થયા તેમણે પ્રથમ સાચી ઓળખાણ કરીને, જ્ઞાન અને જ્ઞાનીઓનો સમ્યક્ વિનય કરીને, અંતર સ્વરૂપમાં ઠરીને, પૂર્ણ નિર્મળ, પરમાત્મ દશા પ્રાપ્ત કરી છે. મતિજ્ઞાન એ પાંચ ઇંદ્રિય અને છઠ્ઠું મન, એ દ્વારા પોતાની શકિત અનુસાર જે જ્ઞાન થાય, તેને મતિ-જ્ઞાન કહે છે. શ્રુતજ્ઞાન એટલે મતિજ્ઞાન દ્વારા જાણવામાં આવેલા પદાર્થોને વિશેષ રૂપથી જાણવા તે. શ્રુતજ્ઞાનમાં ફક્ત મનનું નિમિત્ત છે. ઇંદ્રિય અને મનના નિમિત્ત વિના, રૂપી પદાર્થોને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની મર્યાદા સહિત પ્રત્યક્ષ જાણે તે અવધિજ્ઞાન છે. પાંચ ઇંદ્રિયો અને મનના નિમિત્ત વિના અન્ય પુરુષના મનના સ્થિત રૂપી પદાર્થોને પ્રત્યક્ષ જાણે તે મનઃપર્યવ જ્ઞાન છે. સર્વ દ્રવ્યોને અને તેની સર્વ પર્યાયોને યુગપત્ એક સમયમાં પ્રત્યક્ષપણે જાણે તે કેવળજ્ઞાન છે. આ પાંચે જ્ઞાન પોતાથી થાય છે માટે આ પાંચે જ્ઞાન, પ્રમાણ છે. આમ જાણ્યા વિના વિનય કરશો કોનો ? અને કરશો, તે વિનયવાદીના ફર ભેદમાં આવ્યો જશે.

પાંચ ઇંદ્રિયો અને મન જડ છે. અજીવની પર્યાય છે. જ્ઞાન તે ચેતનની પર્યાય છે. તેમાં ચાર જ્ઞાન સાદિ સાંત અને ચેતનની પર્યાય છે અને કેવળજ્ઞાન સાદિ અનંત છે, તે જડ નથી માટે આત્મામાં થાય છે. હવે જીવ–અજીવની પર્યાયને એક માનીએ તો નવ તત્ત્વ ન માન્યાં, તેમ થાય.

આત્મા વડે જ જ્ઞાન થાય છે. હવે જ્યારે ઊણું જ્ઞાનનો, અધૂરાં જ્ઞાનનો ઉઘાડ, સમ્યગ્ મતિ–શ્રુતજ્ઞાનનો ઉઘાડ, પોતાનો વેપાર કરે ત્યારે તે તે જ્ઞાનને તે તે વખતે લાયક બાહ્ય પદાર્થો, શાસ્ત્ર વગેરે પોતાને કારણે હાજર હોય છે. જ્ઞાનને કે જ્ઞાનના વ્યાપારને તેની રાહ જોવી પડતી નથી. ઉપાદાન અને નિમિત્તમાં એવો મેળ હોય છે. – એવો મેળ હોવા છતાં ઇંદ્રિયો કે મન, કંઈ જ્ઞાન કરાવી દેતું નથી.

આનંદ એટલે સંતોષ. ઉપેક્ષા એટલે રાગદ્વેષ રહિતપણું અને અજ્ઞાનનો નાશ તે સમ્યગ્જ્ઞાનનું ફળ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જ્ઞાન પોતાથી જ થાય છે. પર પદાર્થથી થતું નથી. એકાંત વિનયવાદી ગમે તેમ માનતા હોય તે મિથ્યાત્વી છે.

જે જીવને સમ્યગ્જ્ઞાન થયું હોય એ પોતાનાં સમ્યગ્મતિ અને સમ્યક્શ્રુતજ્ઞાન વડે પોતાને સમ્યગ્દર્શન થયાનો નિર્ણય જરૂર કરી શકે છે અને તે જ્ઞાન, પ્રમાણ જ્ઞાન છે, સાચું જ્ઞાન છે, મતિ, શ્રુતજ્ઞાન તે પરોક્ષ પ્રમાણ છે. એ જ્ઞાન સાચાં છે. પરંતુ તે જ્ઞાનના ઉપયોગ વખતે મન અને ઈંદ્રિય નિમિત્ત છે તેથી પર પદાર્થની અપેક્ષાએ તેને પરોક્ષ કહ્યાં છે. પણ સ્વ અપેક્ષાએ પાંચે પ્રકારનાં જ્ઞાન પ્રત્યક્ષ છે. સમ્યગ્દૃષ્ટિ જીવ જે વખતે પોતાના આત્માના ઉપયોગમાં જોડાયો હોય ત્યારે તે મતિ અને શ્રુતજ્ઞાન તેને પ્રત્યક્ષ છે. આ દશા ચોથા ગુણસ્થાને હોય છે. મતિ અને શ્રુતજ્ઞાન આત્મિક ઉપયોગ (ભાવમન) સ્વાનુભૂતિ વખતે વિશેષ દશાવાળું હોય છે. છતાં શ્રેણી સમાન તો નહિ પરંતુ પોતાની ભૂમિકાને યોગ્ય જરૂર નિર્વિકલ્પ હોય છે. તેવા મતિ–શ્રુત આત્મિકજ્ઞાનને સ્વાનુભૂતિ સમયે પ્રત્યક્ષ માનવામાં આવ્યું છે. મતિ–શ્રુત

વિના કેવળજ્ઞાનની ઉત્પત્તિ થતી નથી. તેનું કારણ આજ છે. મતિ-શ્રુતજ્ઞાન સ્વાનુભૂતિ સમયે અંશે અંશે પ્રત્યક્ષ હોય નહિ તો કેવળજ્ઞાન થાય નહિ.

અવધિજ્ઞાન કે મનઃપર્યવ જ્ઞાન વગર કેવળજ્ઞાનની ઉત્પત્તિ થઈ શકે છે. વ્યવહારથી મતિ અને શ્રુતજ્ઞાન, કેવળજ્ઞાનની ઉત્પત્તિનું કારણ છે, તેમ કહેવાય. પરંતુ નિશ્ચયથી પોતાનો આત્મા જ કેવળજ્ઞાનનું કારણ છે.

મતિજ્ઞાનનાં બીજાં નામો પણ છે તે જાણી લેવાં જોઈએ. મતિ, સ્મૃતિ, સંજ્ઞા, ચિન્તા, અભિનિબોધ ઈત્યાદિ મતિજ્ઞાનનાં નામાંતર છે. મન અગર ઈંદ્રિયોથી વર્તમાન કાળવર્તી પદાર્થને અવગ્રહ, ઈહા, અવાય, ધારણારૂપ સાક્ષાત્ જાણવા, તે મતિજ્ઞાન છે. પહેલાં જાણેલા, સાંભળેલા, અનુભવ કરેલા પદાર્થનું વર્તમાન સ્મરણ આવે તે સ્મૃતિ છે. સંજ્ઞા, તેનું બીજું નામ પ્રત્યભિજ્ઞાન છે. વર્તમાનમાં કોઈ પદાર્થને જોતાં આ પદાર્થ તે જ છે કે જેને મેં પહેલાં જોયો હતો એ રીતે સ્મરણ અને પ્રત્યક્ષ, તે બન્નેના મેળરૂપ, જોડરૂપ જ્ઞાન, તેને સંજ્ઞા કહે છે. ચિન્તા એટલે ચિંતનજ્ઞાન. કોઈ ચિન્હ દેખીને અહીં તે ચિન્હવાળો જરૂર હોવો જોઈએ એવા વિચારો તે ચિંતનજ્ઞાન. આને ઉહા ઉહ, તર્ક, વ્યાપ્તિ જ્ઞાન પણ કહેવાય છે. અભિનિબોધનાં બીજાં નામ, સ્વ અર્થ અનુમાન, પરાર્થ અનુમાન પણ કહેવાય છે. સન્મુખ ચિન્તાદિ દેખીને તે ચિન્હવાળા પદાર્થનો નિર્ણય કરવો, તે અભિનિબોધ છે.

વળી સ્વસંવેદન, બુદ્ધિ, મેધા, પ્રતિભા, પ્રજ્ઞા વગેરે પણ મતિ જ્ઞાનના ભેદો છે. સ્વસંવેદન જ્ઞાન એટલે સુખાદિ અંતરંગ વિષયોનું જ્ઞાન તે સ્વસંવેદન જ્ઞાન છે. બુદ્ધિ એટલે બોધન માત્ર પણું. પ્રજ્ઞા, પ્રતિભા એ મતિજ્ઞાનના તારતમ્યતા (હાનિ-વૃદ્ધિ) સૂચક જ્ઞાનના ભેદો છે.

અનુમાન બે પ્રકારના છે. એક મતિજ્ઞાનનો ભેદ અને બીજો શ્રુતજ્ઞાનનો ભેદ. સાધન દેખતાં પોતાથી સાધ્યનું જ્ઞાન થવું તે મતિ-અનુમાન-જ્ઞાન છે. બીજાના હેતુ અને તર્કનાં વાક્યો સાંભળીને જે અનુમાન થય તે શ્રુત અનુમાન-જ્ઞાન છે. ચિન્હાદિ ઉપરથી તે જ પદાર્થનું

જ્ઞાન થાય તે મતિ-અનુમાન-જ્ઞાન. ચિન્હો ઉપરથી બીજા પદાર્થનું જ્ઞાન થાય તે શ્રુત-અનુમાન-જ્ઞાન.

જેણે આત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાનભાન ન કર્યું હોય, તે આત્માનું સ્મરણ ન કરી શકે. કારણ કે સ્મૃતિ તો પૂર્વે અનુભવેલા પદાર્થની હોય છે. તેથી અજ્ઞાનીને આત્મ-સ્મરણ હોતું નથી. પરંતુ મારો રાગ એની પકડનું એને સ્મરણ હોય છે. માટે અજ્ઞાનીનું જ્ઞાન મિથ્યા હોવાથી આત્મ-સ્મરણ થતું નથી. પરંતુ જ્ઞાની, એ આત્માને પકડી શકે છે માટે તેનું જ્ઞાન સમ્યક્ હોય છે. અજ્ઞાનીને રાગની પકડનું સ્મરણ થાય છે. કારણ કે તેને અનાદિનો અભ્યાસ અને અનુભવ તે જ છે. આ પ્રમાણે પાંચે જ્ઞાનનું અને અજ્ઞાનનું સ્વરૂપ જેમ છે તેમ સમજીને આદરપૂર્વક, સત્કારપૂર્વક, યોગ્ય કાળમાં સત્ શાસ્ત્રોનો અભ્યાસ, મનન, નિદિધ્યાસન, સતત્ અભ્યાસ કરવો. તે પણ મોક્ષને માટે, કલ્યાણને માટે, સ્વ સ્વરૂપની પૂર્ણતાની પ્રાપ્તિ માટે, જ્ઞાનનું ગ્રહણ, અભ્યાસ વગેરે કરવું તેને ભગવાન મહાવીરદેવ જ્ઞાન-વિનય કહે છે. જેટલા જગતમાં પૂજાય છે તે બધા દેવો, ગુરુઓ, શાસ્ત્રો સમાન છે, આપણા કરતાં સારા છે તેમ માની વિનય કરવો તે મિથ્યાદષ્ટિ છે અને તે ૩૨ ભેદમાં જાય છે. પાંચ જ્ઞાનનો વિનય કરવો તેથી કલ્યાણ છે. જેમ છે તેમ સમજીને યથાર્થ વિનય કરશે અને સ્વરૂપમાં ટકશે તે આ ભવે સુખી અને પરભવે પણ સુખી.

---

૨)

## સં. ૨૦૧૧ના બીજા ભાદરવા શુદ ૧૧ાા મંગળવાર તા. ૨૭-૯-૫૫

ઉદાયન રાજાએ એકાંતપક્ષનું સ્વરૂપ જાણી લીધું છે. અહીં એકાંત વિનય અને સમ્યક્ વિનયની વાત ચાલે છે. પાંચ જ્ઞાનના વિનયની વાત ગઈ કાલે થઈ ગઈ. હવે સમ્યગ્દર્શન-વિનયની વાત આવે છે. દર્શન, એટલે શ્રદ્ધાન્, આમ જ છે, અન્યથા નથી તેવી પ્રતીતિ સહિત તે શ્રદ્ધા. નિજ આત્માના ત્રિકાળી અખંડ જ્ઞાયક ભાવના

આશ્રયે સમ્યગ્દર્શનાદિ શુદ્ધ પર્યાય પ્રગટે છે. તે સિવાય બીજા કોઈ ભાવને આશ્રયે પ્રગટશે નહિ. તેથી સમ્યગ્દર્શનનું મુખ્ય નિશ્ચય કારણ, આત્મા પોતે જ છે.

સમ્યગ્દર્શનનું લક્ષણ શું? 'તત્ત્વાર્થ શ્રદ્ધાનમ્.' તત્ત્વ=વસ્તુના સ્વરૂપ સહિત. અર્થ=પદાર્થ, જીવાદિ પદાર્થની શ્રદ્ધા કરવી તે સમ્યગ્દર્શન. નવે તત્ત્વોની શ્રદ્ધા કરવી તે સમ્યગ્દર્શન છે. નવે તત્ત્વોની સાચી શ્રદ્ધાનું નામ સમ્યગ્દર્શન છે.

અર્થ એટલે દ્રવ્ય, ગુણ, પર્યાય. તત્ત્વ એટલે તેનો ભાવ, સ્વરૂપ. સ્વરૂપ ભાવ સહિત, પ્રયોજનરૂપ નવ પદાર્થનું શ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શન છે. 'સમ્યગ્દર્શન' લક્ષ છે અને 'તત્ત્વાર્થ શ્રદ્ધાન્' લક્ષણ છે તત્ત્વ શ્રદ્ધાન્ એમ ન કહ્યું, અર્થ શ્રદ્ધાન્ એમ ન કહ્યું, પરંતુ 'તત્ત્વાર્થ શ્રદ્ધાન્ સમ્યગ્દર્શનમ્' કહ્યું.

જીવતત્ત્વની શ્રદ્ધા તેનું નામ સમ્યગ્દર્શન નહિ. દૃષ્ટાંતઃ કોઈ જીવને આવા પ્રકારનું જાણપણું છે કે આ શ્વેત, કાળો, પીળો, રાતો, આસમાની વર્ણ, આવી પ્રતીતિ તો હોય પરંતુ દર્શન, જ્ઞાન, આત્માનો સ્વભાવ છે અને તે હું પોતે આત્મા છું તથા પુદ્ગલ મારાથી ભિન્ન પદાર્થ છે તેવું શ્રદ્ધાન્ ન હોય તો માત્ર પુદ્ગલભાવનું શ્રદ્ધાન્ છે. તે જરા પણ કાર્યકારી નથી. (માત્ર વર્ણથી હું જુદો છું પણ એ વર્ણ કોનો છે ને ભાન ન હોય) હું આત્મા છું અને આ પુદ્ગલ છે, પુદ્ગલથી હું જુદો છું એમ માત્ર માને તે કાર્યકારી નથી. માત્ર પોતાના તથા પુદ્ગલના દ્રવ્ય, ગુણ પર્યાય જાણે એમ બન્નેને જાણે તો તે 'તત્ત્વાર્થ શ્રદ્ધાન્ સમ્યગ્દર્શન' છે. હું આત્મા છું તેવું શ્રદ્ધાન્ કર્યું પણ આત્માનું જેવું સ્વરૂપ છે તેવું શ્રદ્ધાન્ કર્યું નહિ તો ભાવના શ્રદ્ધાન્ વિના આત્માનું શ્રદ્ધાન્ ખરૂં નથી. માટે તત્ત્વ અને તેના અર્થનું જો શ્રદ્ધાન્ હોય તો જ 'સાચું શ્રદ્ધાન્, તત્ત્વાર્થ શ્રદ્ધાન્,' સમ્યગ્દર્શન છે અને તેજ કાર્યકારી છે.

ઉપરથી પાણીનું ટીપું પડયું. શીતલતા જણાણી. આ શીતલતા એવા દ્રવ્યની છે કે જે દ્રવ્યની ખબર નથી, પરંતુ શીતલતાની પ્રતીતિ કરે તો તે પ્રતીતિ કાર્યકારી નથી. દ્રવ્ય અને દ્રવ્યના ભાવ શું છે તે જાણે તો જ સમ્યગ્દર્શન થાય. જીવાદિને જેમ તત્ત્વ કહેવામાં આવે છે તેમ અર્થ પણ કહેવામાં આવે છે. અર્થ એટલે ભાવ એ ભાવથી જીવતત્ત્વ કંઈ જુદું નથી. જે તત્ત્વ છે તેજ અર્થ છે અને તેનું શ્રદ્ધાન્ સમ્યગ્દર્શન છે. જે પદાર્થ જેમ અવસ્થિત છે તેમ તેનું હોવું તે તત્ત્વ છે અને તેમ નિશ્ચય કરીએ તે અર્થ છે. તેથી તત્ત્વરૂપ જે નિશ્ચય તે તત્ત્વાર્થ છે. અને 'તત્ત્વાર્થ શ્રદ્ધાનમ્ સમ્યગ્દર્શનમ્' અથવા વિપરીત અભિનિવેષ રહિત એટલે ઊંધા અભિપ્રાય રહિત જીવાદિ તત્ત્વનું શ્રદ્ધાન્ તે સમ્યગ્દર્શનનું લક્ષણ છે. સમ્યગ્દર્શન પોતે લક્ષ્ય છે.

સમ્યગ્દર્શનમાં વિપરીત માન્યતા હોતી નથી. નિશ્ચયથી શુદ્ધ આત્માનો પ્રતિભાસ તે સમ્યગ્દર્શનનું લક્ષણ છે. અભેદ દૃષ્ટિમાં આત્મા પોતે જ સંયમ છે, સંવર છે, સમ્યગ્દર્શન છે, એમ ભગવતીજીમાં કહ્યું છે. સ્વ પર્યાયની લાયકાતની અપેક્ષાએ સમ્યગ્દર્શનના ભેદ પડે છે. ઉપશમ, ક્ષયોપશમ, ક્ષાયક સમ્યગ્દર્શન. ઉપશમ સમ્યગ્દર્શન એટલે જીવની તે વખતની દશામાં મિથ્યાત્વ કર્મનાં તથા અનંતાનુબંધી કષાયનાં જડ રજકણો સ્વયં ઉપશમ રૂપ હોય છે. જેમ મેલા પાણીમાં મેલ, તળીએ, નીચે સ્વયં બેસી જાય છે તેમ અથવા જેમ અગ્નિને રાખથી ઢાંકયો હોય તેમ આત્માના પુરુષાર્થ વડે જીવ પ્રથમ સમ્યગ્દર્શન પ્રગટ કરે છે ત્યારે ઉપશમ સમ્યગ્દર્શન જ હોય છે. તે દશામાં સાતે પ્રકૃતિનાં જડ રજકણો સ્વયં ઉપશમી જાય છે.

ક્ષયોપશમ સમ્યગ્દર્શન–તે સમયની જીવની દશામાં મિથ્યાત્વ–મોહનીય અને મિશ્રમોહનીય કર્મનાં રજકણો જીવથી, આત્મ પ્રદેશથી છૂટા પડતાં તેનું ફળ આવતું નથી અને સમ્યક્ત્વ મોહનીય કર્મનાં રજકણો ઉદયરૂપે હોય છે તથા અનંતાનુબંધી કર્મનાં રજકણો વિસંયોજના

કર્મરૂપે હોય છે. અપ્રત્યાખ્યાનીરૂપે પલટાઈ જાય છે. ચેતનમાં આવી ક્ષયોપશમ સ્થિતિ થતાં કર્મની આવી અવસ્થા, કર્મને કારણે થાય છે.

ક્ષાયક સમ્યગ્દર્શન :- જીવની તે સમયની દશામાં મિથ્યાત્વ પ્રકૃતિનાં બધાં રજકણો આત્મ-પ્રદેશથી તદ્દન ખરી જાય છે. તેથી મિથ્યાત્વ તથા અનંતાનુબંધીની સાતે પ્રકૃતિનો ક્ષય થાય છે. ક્ષય થયો કહેવાય છે. આવી ચેતનની નિર્મળ, શુદ્ધ દશા, તેનું નામ ક્ષાયક સમ્યગ્દર્શન છે.

સમ્યગ્દર્શનથી ધર્મની શરૂઆત થાયછે. જગતમાં છ દ્રવ્યો છે. તેમાં પાંચ દ્રવ્યો અચેતન જડ છે. એક દ્રવ્ય, ચેતન છે. આત્મવસ્તુમાં અનંત ગુણો છે. તેમાં શ્રદ્ધા નામનો એક ગુણ છે. તે ગુણની અવસ્થા અનાદિથી ઊંધી પડી છે અને તે, પોતે જ પાડી છે. તે અવસ્થાના કારણે પોતાના સ્વરૂપની ભ્રમણા છે. તે ભ્રમણાને મિથ્યાદર્શન કહેવામાં આવે છે અને તે જ શ્રદ્ધાગુણની સવળી શુદ્ધ અવસ્થા તે સમ્યગ્દર્શન, આત્માના શ્રદ્ધાગુણની શુદ્ધ પર્યાય તે સમ્યગ્દર્શન છે.

શ્રદ્ધાગુણની-જે અવસ્થા પ્રગટ થવાથી પોતાના શુદ્ધ આત્માનો પ્રતિભાસ થાય તે સમ્યગ્દર્શન છે. સર્વજ્ઞની વાણીમાં જેવું આત્માનું પૂર્ણ સ્વરૂપ કહ્યું છે તેવું શ્રદ્ધાન્ તે નિશ્ચય સમ્યગ્દર્શન છે.

સ્વરૂપનું શ્રદ્ધાન્, આત્માનું શ્રદ્ધાન્, પરથી ભિન્ન પોતાના આત્માનું શ્રદ્ધાન્, રુચિ, દર્શન-સ્વભાવરૂપ નિજ પરમાત્મ-રુચિ તે જ સમ્યગ્-દર્શન છે. શુદ્ધ જીવાસ્તિકાય રુચિરૂપ જ નિશ્ચય સમ્યગ્દર્શન છે. વિપરીત અભિનિવેષ રહિત, જીવાદિ તત્ત્વાર્થ શ્રદ્ધાન્ તે સમ્યગ્દર્શનનું લક્ષણ છે. આત્માને આત્માથી જાણતો જીવ પોતે નિશ્ચય સમ્યગ્દર્શન છે. આ સમજ્યા વિના ત્રણ કાળમાં દર્શનનો વિનય પ્રગટે નહિ.

દર્શનના પાંચ અતિચાર છે.

શંકા :-પોતાના આત્માને જ્ઞાતા, દૃષ્ટા, અખંડ, અવિનાશી અને પુદ્ગલથી ભિન્ન જાણીને પણ આલોક ભય, પરલોક ભય, મરણ ભય,

વેદન ભય, અરક્ષા ભય, અગુપ્તિ ભય, અકસ્માત ભયને પ્રાપ્ત થવું; અથવા આ સાતમાંથી એક ભયને પ્રાપ્ત થવું, અથવા અર્હંત, સર્વજ્ઞ, વીતરાગ દેવે કહેલા તત્ત્વના સ્વરૂપમાં સંદેહ થવો તે શંકા અતિચાર.

કંખા=કાંક્ષા. એટલે આ લોક કે પરલોક સંબંધી ભોગોમાં તથા મિથ્યાદૃષ્ટિના જ્ઞાન કે આચરણાદિમાં વાંછા થઈ આવવી તે કાંક્ષા અતિચાર. આ રાગનો પ્રકાર છે.

વિતિગિચ્છા=વિચિકિત્સા. એટલે જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપી રત્નત્રય વડે પવિત્ર પણ બાહ્યમાં મલિન શરીરી એવા ધર્માત્મા મુનિને દેખીને તેમના પ્રત્યે અગર ધર્માત્માના ગુણો પ્રત્યે અથવા દીન, દુઃખીને જોઈ તેમના પ્રત્યે ગ્લાનિ થઈ આવવી તે વિચિકિત્સા અતિચાર છે. આ દ્વેષ છે.

પરપાસંડ પ્રશંસા=અન્ય દૃષ્ટિ પ્રશંસા. આત્મ સ્વરૂપના તદ્દન અજાણ જીવનાં જ્ઞાન, તપ, શીલ, ચારિત્ર, દાનાદિ વગેરેને પોતામાં પ્રગટ કરવા માટે મનમાં વિચાર થવો અગર તેને સારાં જાણવાં તે અન્ય દૃષ્ટિ પ્રશંસા અતિચાર છે. અન્ય દૃષ્ટિ એટલે મિથ્યાદૃષ્ટિ.

પરપાસંડ સંથવો=અન્ય દૃષ્ટિ સંસ્તવ. એટલે આત્મ-સ્વરૂપના અજાણ જીવોનાં જ્ઞાન વગેરેનાં ફળને સારું, શ્રેષ્ઠ જાણીને વચનદ્વારા તેની સ્તુતિ થઇ જવી તે અન્ય દૃષ્ટિ સંસ્તવ અતિચાર છે. આ બધા દોષો થતાં સમ્યગ્દૃષ્ટિ જીવ તેને દોષો તરીકે ગણે છે અને તે દોષોનો તેને ખેદ રહે છે, માટે તે અતિચાર છે. પણ જે જીવ તે દોષોને દોષો તરીકે ન જાણે, ઉપાદેય જાણે તો તેને અતિચાર નથી પણ અણાચાર છે એટલે કે તે મિથ્યાદૃષ્ટિ છે.

આત્માનું સ્વરૂપ સમજવા માટે શંકા કરીને જે પ્રશ્ન કરવામાં આવે તે શંકા નથી પણ આશંકા છે. અતિચારમાં જે શંકા દોષ છે તેમાં આનો સમાવેશ નથી.

પ્રશંસા અને સંસ્તવ, ચોથા અને પાંચમા અતિચારમાં કેટલો ભેદ છે? પ્રશંસા, મન દ્વારા થાય છે અને સંસ્તવ, વાણી દ્વારા થાય છે. બન્ને દોષ છે.

ઔપશમિક અને ક્ષાયક સમ્યક્ત્વ બન્ને નિર્મલ હોય છે. તેમાં અતિચાર હોતા જ નથી. ક્ષાયોપશમિક સમ્યક્ત્વ, ચળ, મળ અને અગાઢ છે. એ દોષ સહિત હોય છે. કોઈ માણસે ગળી નાખીને કપડું રંગ્યું હોય તે સુકાયું તો તેમાં આસમાની ઝાંય પડે છે. તેવી રીતે સમ્યક્ત્વમાં જરા ઝાંય પડે છે, તેથી તેમાં અતિચાર લાગે છે. ઉપશમ અને ક્ષાયકમાં દોષ લાગતો નથી.

સમ્યગ્દષ્ટિને આઠ ગુણ હોય છે. નિઃશંકા, નિઃકાંક્ષા, નિર્વિ-ચિકિત્સા, અમૂઢદ્દિષ્ટિ, ઉવવૂહન, થીરીકરણ, વાત્સલ્ય, અને પ્રભાવના. સમ્યગ્ દર્શનના પાંચ અતિચાર કહ્યા છે તેમાંથી પહેલા, બીજા, ત્રીજા, એ ત્રણ નિઃશંકા આદિ પહેલા ત્રણ ગુણમાં આવતા દોષો છે. બાકીના બે અતિ-ચાર છે તેનો સમાવેશ છેલ્લા પાંચ ગુણોના દોષોમાં થાય છે. ચોથાથી સાતમા ગુણસ્થાનવાળા ક્ષાયોપશમિક સમ્યગ્દર્શનવાળા મુનિ હોય, શ્રાવક હોય, અવિરતિ હોય એ ત્રણેના આ અતિચાર હોઈ શકે છે. આમાં સમ્યક્ત્વ મોહનીયનો ઉદય, નિમિત્ત હોય છે. અંશે ભંગ થાય, અર્થાત અંશે દોષ લાગે, તેને અતિચાર કહેવામાં આવે છે. તેનાં પરિણામે સમ્યગ્દર્શન નિર્મૂળ થઈ જતું નથી, પરંતુ મલિન થાય છે. સમ્યગ્દર્શન એ ધર્મરૂપી વૃક્ષની જડ છે, મોક્ષ-મહેલનું પગથિયું છે. તેના વિના જ્ઞાન અને ચારિત્ર, સમ્યક્ત્વપણાને પામતાં નથી. માટે લાયક જીવો માટે એ જ ઉચિત છે કે જે પ્રકારે બને તે રીતે, ગમે તેમ કરીને પણ આત્માના વાસ્તવિક સ્વરૂપને સમજીને, પોતાના આત્માને સમ્યગ્દર્શનરૂપી રત્નથી ભૂષિત કરે, અને સમ્યગ્-દર્શનને અતિચાર રહિત બનાવે. ધર્મરૂપી કમળની વચમાં સમ્યગ્દર્શન-રૂપ કળી શોભાયમાન છે. નિશ્ચય વ્રત, નિશ્ચય શીલ, તે કળીનાં પાંદડાં છે, માટે શ્રાવકોએ, શ્રાવિકાઓએ, સાધુઓએ અને સાધ્વીઓએ સમ્યગ્-દર્શનરૂપ કળીમાં અતિચાર આવવા જ ન દેવા. શંકા, કાંક્ષા વગેરે પાંચ દોષ રહિત સમ્યગ્દર્શન ધારણ કરવું, એ જ દર્શનનો વિનય છે. જેટલાં દર્શન પૂજ્ય છે તે બધાને એક સમાન માની તેનો વિનય કરવો, તેનાથી કલ્યાણ થાય છે એમ માનવું તે મિથ્યાત્વ છે.

---

3) સં. ૨૦૧૧ના બીજા ભાદરવા શુદ ૧૩ બુધવાર તા. ૨૮-૯-૫૫

ઉદાયન રાજાએ સ્વ સમય અને પર સમયને યથાર્થપણે જાણ્યા છે. વિનય તથા તેના ભેદોને સમ્યક્ રીતે જાણ્યા છે.

હવે દર્શનવિનયની વાત ચાલે છે. દર્શનવિનયનો એક જ ભેદ અને તે સમ્યગ્દર્શન વિનય. તત્ત્વ એટલે ભાવ-સ્વરૂપ. અર્થ=પદાર્થ. પદાર્થના ભાવને સમજે તેનું નામ 'તત્ત્વાર્થ શ્રદ્ધાનમ્ સમ્યગ્દર્શનમ્' અથવા તત્ત્વ એટલે ભાવનું, જીવ તત્ત્વનો ભાવ શું, અજીવ તત્ત્વનો ભાવ શું એમ નવે તત્ત્વનો ભાવ એટલે પદાર્થોના ભાવનું, દ્રવ્ય, ગુણ, પર્યાયના ભાવનું ભાસન તેને નિશ્ચય સમ્યગ્દર્શન કહે છે.

દ્રવ્ય એટલે ત્રિકાળી વસ્તુ. પર્યાય એટલે ત્રિકાળી વસ્તુની વર્તમાન હાલત, અવસ્થા, અંશ છે. દ્રવ્ય તે અંશી છે. અંશી એટલે આખી ચીજ, પદાર્થ, વસ્તુ. પર્યાય તેનો અંશ છે. અંશીને સામાન્ય કહેવાય છે. અંશીના એક અંશને વિશેષ કહેવાય છે. આ સામાન્ય અને વિશેષ બન્ને મળીને વસ્તુનું હોવાપણું છે. સામાન્ય અને વિશેષ વગરનો કોઈ સત્ પદાર્થ હોતો નથી. જ્યાં સત્ પદાર્થની અસ્તિ ત્યાં સામાન્ય અને વિશેષની અસ્તિ હોય જ. સામાન્ય તે ધ્રુવ છે અને વિશેષ જે છે તે ઉત્પાદ, વ્યય છે. 'ઉત્પાદ, વ્યય, ધ્રુવ યુકત સત્.' ઉત્પાદ, વ્યય એટલે અવસ્થાનું રૂપાંતર, એક અવસ્થામાં બીજી અવસ્થા. ધ્રુવ એટલે વસ્તુનું ટકવું. વસ્તુનું ટકવું તે દ્રવ્યનો સ્વભાવ છે. પલટાવું તે પર્યાયનો સ્વભાવ છે. આત્માનો મૂળ સ્વભાવ તો શુદ્ધ જ છે. પરંતુ અવસ્થામાં વિકારી અને અવિકારી, તેવા ભેદ છે. પુણ્યનાં, પાપનાં પરિણામ તે પુણ્યાશ્રવ અને પાપાશ્રવ છે. બન્ને આશ્રવ છે અને તેનું ફળ, બંધ છે. એક મંદ અને બીજો તીવ્ર. પુણ્ય, પાપ, આશ્રવ અને બંધ, આ ચાર તત્ત્વો જીવને દુઃખનું કારણ છે તેથી તે છોડવા જેવા છે. ત્રિકાળી સ્વરૂપમાં સ્થિરતા કરવી તે સંવર, નિર્જરા અને મોક્ષ. અજીવને લક્ષે પુણ્ય, પાપ, આશ્રવ અને બંધની ઉત્પત્તિ. આત્મ-તત્ત્વની શ્રદ્ધા કરીને, પુણ્ય, પાપ,

આશ્રવ, બંધને કાઢીને ત્રિકાળી સ્વરૂપમાં જમાવટ કરવી તે સંવર, નિર્જરા અને મોક્ષ છે. સંવર, નિર્જરા અને મોક્ષ, આત્માને મહાન સુખનું કારણ છે. તેથી આ ત્રણે તત્ત્વો પ્રગટ કરવા યોગ્ય છે. એ દ્રવ્યની, જીવ-અજીવની આ સાત પર્યાય છે.

જીવ પોતે જ્ઞાનમય છે પરંતુ જ્ઞાન રહિત એવી અજીવ વસ્તુના લઈ ભૂલ કરે છે. તેથી જીવ-અજીવ તત્ત્વનું જુદાપણું સમજાવાય છે. આ રીતે નવે તત્ત્વનું સ્વરૂપ પહેલે ધડાકે જિજ્ઞાસુએ સમજવું જોઈએ. જીવની દ્રવ્ય, ગુણ, પર્યાય, જીવમાં અને અજીવની દ્રવ્ય, ગુણ, પર્યાય, અજીવમાં. ગુણ-પર્યાયનો પિંડ તે દ્રવ્ય છે. એક અવસ્થામાં બીજી અવસ્થા આવતી નથી અને આવવાની પણ નથી. પરંતુ દ્રવ્યમાંથી ક્રમે ક્રમે સમય સમયની અવસ્થાઓ ચાલી આવે છે. અર્થાત એક પર્યાય પોતે બીજી પર્યાયરૂપે પરિણમતી નથી. બીજી પર્યાય ત્રીજીરૂપે કે ત્રીજી પર્યાય ચોથીરૂપે પરિણમતી નથી, પરતુ ક્રમે ક્રમે દ્રવ્યમાંથી એક પછી એક પર્યાય થાય છે. દ્રવ્યનું જ પરિણમન થાય છે. જેમ પાણીનુ એક તરંગ બીજા તરંગરૂપે પરિણમતું નથી, પરંતુ દરિયો પોતે જ તરંગરૂપે પરિણમે છે, તેમ ક્રમબદ્ધ એક પછી એક પર્યાયરૂપ થતી રહે છે.

પર્યાય, ખંડ, ખંડરૂપ છે. તે સદા એક સરખી રહેતી નથી. દ્રવ્ય અખંડરૂપ છે. તે સદા એક સરખું રહે છે. પર્યાય ક્ષણિક છે. દ્રવ્ય ત્રિકાળી છે. પર્યાય ક્રમવર્તી સ્વભાવવાળી હોવાથી એક સમયે એક જ હોય છે. એક ગુણની એક પર્યાય થઈ, વળી બીજી આવી. બે, એક સમયે ભેગી થઈ શકે નહિ. તેમ બન્યું નથી અને બનવાનું નથી, પરંતુ અનંત ગુણની અનંત પર્યાયો એક સમયે હોય છે. દ્રવ્ય તો અક્રમવર્તી સ્વભાવવાળું છે. અનંત પર્યાયોનો અભેદ પિંડ છે. માટે ગુણ પર્યાયનો પિંડ તેનું નામ દ્રવ્ય છે. દરેક સમયે દ્રવ્ય તો પૂરેપૂરું છે. છદ્મસ્તને વર્તમાન પર્યાય અપૂર્ણ છે. પરંતુ દ્રવ્ય તો બધાને પૂર્ણ છે. તેથી પરિપૂર્ણતાને લક્ષે સમ્યગ્દર્શન અને વીતરાગતા પ્રગટે છે.

સમ્યગ્દર્શન પછી પણ જીવને પરિપૂર્ણતાને લક્ષે ક્રમે ક્રમે ચારિત્ર, પૂર્ણ વીતરાગતા, કેવળજ્ઞાન, કેવળદર્શન, સિદ્ધપણું પ્રગટે છે. પર્યાય તો એક સમય પૂરતી હોય છે. બીજા સમયે તો તેની નાસ્તિ થઈ જાય છે. પરંતુ એવી અનંત અનંત પર્યાયોને સંગ્રહીને દ્રવ્ય અભેદપણે પડ્યું છે અને જે દ્રવ્ય-સ્વભાવ છે તે તો ત્રિકાળી એકરૂપ સત્ અસ્તિરૂપ છે. આવા સ્વભાવને માનવાથી 'તત્ત્વાર્થ શ્રદ્ધાનમ્ સમ્યગ્દર્શનમ્' પ્રગટે છે અને તે જ વાસ્તવિક ધર્મ છે. આત્મા, જ્ઞાનાદિ ગુણોવાળો છે, અરાગી, વીતરાગી, સ્વભાવે શાંત છે. હવે તે પોતાના સ્વભાવને ચૂકીને રાગાદિ ક્ષણિક અવસ્થા (પરલક્ષે) જેવો જ પોતાને માની બેઠો છે, તે મિથ્યાદૃષ્ટિ છે, ઊંધા અભિપ્રાયવાળો છે. ઊંધા અભિપ્રાય રહિત તે સમ્યગ્દૃષ્ટિ છે. આત્મા વિકારી નથી, પણ ત્રિકાળી નિર્દોષ છે. ત્રિકાળી શુદ્ધ સ્વભાવના લક્ષ વડે વિકારનો નાશ કરવો તેનું નામ 'તત્ત્વાર્થ શ્રદ્ધાનમ્ સમ્યગ્દર્શનમ્.'

જેમ દરિયો પડ્યો પાથર્યો છે, તેમાં સમયે સમયે મોજાં થાય છે. દરિયો ક્ષેત્રથી પડ્યો પાથર્યો દેખાય છે પણ આત્મા તો વર્તમાન એક સમયમાં અનંત ગુણ-પર્યાયથી પડ્યો પાથર્યો છે. આત્મામાં જ્ઞાન-ગુણ અસાધારણ છે. આ જ્ઞાન-ગુણમાં કોઈનો મજિયારો નથી. પોતાનો સુવાંગ છે. આત્મા, આનંદ, વીર્ય, અસ્તિત્વ, સ્થિરતા ગુણથી ભરપૂર છે. દ્રવ્ય-દૃષ્ટિથી જુઓ તો આત્મા અનંત ગુણોથી ભર્યો પડ્યો છે. અવસ્થા-દૃષ્ટિથી જુઓ તો તેમાં ક્ષણ પૂરતી પર પદાર્થના સંગ પ્રસંગ તરફની અવસ્થા દેખાય છે. પરંતુ વસ્તુ દૃષ્ટિથી જુઓ તો વિકારી અવસ્થા આત્મામાં દેખાતી નથી અને અવિકારી શુદ્ધ અવસ્થા પણ વસ્તુ દૃષ્ટિમાં ભાસતી નથી. જ્ઞાનનો આનંદ, જ્ઞાનનું વીર્ય, ને જ્ઞાનના સમાધાન સ્વરૂપ આત્મા એક સમયમાં પરિપૂર્ણ છે, શુદ્ધ છે, ત્રિકાળી શુદ્ધ છે. ગયા કાળે શુદ્ધ એમ કાળના ભેદ પાડીને શુદ્ધ છે તેવું વસ્તુનું સ્વરૂપ નથી. વર્તમાન ક્ષણમાં આખી વસ્તુ શુદ્ધ છે તેમ ભાન થતાં ત્રિકાળી શુદ્ધતા એક સમયમાં આખા દ્રવ્યમાં સમાઈ જાય છે. ત્રણે કાળની

શુદ્ધતા જાણવા માટે ગયા કાળમાં દૃષ્ટિ લંબાવવી પડતી નથી. પરંતુ વર્તમાન દ્રવ્યની શુદ્ધતા જાણતાં ત્રણે કાળની શુદ્ધતા એક સમયમાં જણાઈ જાય છે.

વસ્તુની અખંડ શુદ્ધ દૃષ્ટિમાં વિકારી કે અવિકારી અવસ્થાનું લક્ષ હોતું નથી. રાગનો ભંગ, વસ્તુદૃષ્ટિમાં પડતો નથી અને વસ્તુ-દૃષ્ટિમાં મોક્ષ થતાં વાર લાગતી નથી. જો રાગનો ભંગ પડે તો ત્રણ કાળમાં કોઈનો મોક્ષ થાય નહિ આખી વસ્તુ અને મોક્ષની પર્યાયનો વસ્તુદૃષ્ટિમાં ભેદ પડતો નથી. જો પડે તો કોઈ જીવને દ્રવ્ય, પર્યાયની સળંગતા વિના મોક્ષ મળે જ નહિ.

તે જ વસ્તુદૃષ્ટિના જોરે રાગનો ક્ષય થઈ નિર્મળ પર્યાય પ્રગટે છે. વસ્તુ દૃષ્ટિનો વિષય અભેદ છે. જ્ઞાન, દ્રવ્ય, ગુણ, પર્યાય વગેરે બધાયને, વસ્તુના ભેદને અને અભેદને પણ જાણે છે. જ્ઞાનસ્વભાવ પોતાના સ્વભાવથી અધૂરો ન હોય ત્યારે, પ્રતીતિ ગુણ, માન્યતાનો ગુણ, સમ્યગ્દર્શનનો ગુણ સ્વભાવથી ઊણો કે વિકારી હોય નહિ. કર્મના નિમિત્તે, અજીવના લક્ષે, ઊંધા વીર્ય વડે પોતે માની લીધું છે કે હું ઊણો છું, વિકારી છું. પોતે શુદ્ધ પરિપૂર્ણ છે તેવી પ્રતીતિ બેઠી એટલે મોક્ષ થતાં વાર લાગતી નથી. વસ્તુની અભેદ દૃષ્ટિમાં હું મુક્તિની પર્યાય પ્રગટ કરું, સમ્યગ્દર્શન પ્રગટ કરું તેવા પ્રકારનો વિકલ્પ પણ શુભ થઈ જાય છે. મોક્ષપર્યાય તરત પ્રગટે, સિદ્ધદશા તરત પ્રગટે એવો રાગ પણ વસ્તુદૃષ્ટિમાં હોતો નથી, તેથી મોક્ષદશા અલ્પકાળમાં પ્રગટે છે. (જો રાગ હોય તો મોક્ષ ન પ્રગટે.) છતાં વર્તમાન વર્તતી દશામાં રાગ હોય છે ખરો. પરંતુ વસ્તુદૃષ્ટિનું તેના ઉપર જોર નથી. વસ્તુદૃષ્ટિનો તે વિષય નથી. તેથી નિર્મળ અવસ્થા, સંવર, નિર્જરા, મોક્ષ, તુરતજ પ્રગટે છે.

'તત્ત્વાર્થ શ્રદ્ધાનમ્ સમ્યગ્દર્શનમ્' તત્ત્વ=ભાવ. અર્થ=પદાર્થના દ્રવ્ય, ગુણ, પર્યાયનું સ્વરૂપ જેમ છે તેમ બરાબર જાણીને પદાર્થના ભાવનું

યથાર્થ ભાસન થવું તે સાચું સમ્યગ્દર્શન છે. તે પ્રગટ થયા પછી પાંચ અતિચાર રહિત સમ્યગ્દર્શન ધારણ કરવું તે સમ્યગ્દર્શનનો વિનય છે.

સમ્યગ્દર્શન પ્રગટ કરવાનો ઉપાય શું? 'તત્ત્વાર્થ શ્રદ્ધાનમ્ સમ્યગ્દર્શનમ્' એજ એનો ઉપાય છે. સાદી ભાષામાં કહીએ કે ખપી થાઓ. આત્મા અને પર દ્રવ્યો તદ્દન જુદા છે. પુદ્ગલના દ્રવ્ય, ગુણ, પર્યાય, જુદા (શુદ્ધ જીવાસ્તિકાય પોતે સમ્યગ્દર્શન છે.) છે. એકનો બીજામાં અત્યંત અભાવ છે. એક દ્રવ્ય કે તેના કોઈ ગુણ કે પર્યાય બીજા દ્રવ્યમાં કે તેના ગુણ, પર્યાયમાં કદી પ્રવેશ કરી શકતા નથી. એમ થઇ શકતું હોય તો એકનું સમ્યગ્દર્શન બીજામાં પ્રવેશ કરી જાય, તો બધા જીવોનો મોક્ષ થઈ જાય. દ્રવ્યોના ગુણ, પર્યાય ક્યાં છે? છયે દ્રવ્યોના ગુણ, પર્યાય પોતપોતામાં ભર્યા પડયા છે. એકના બીજામાં ત્રણ કાળમાં પ્રવેશ કરી શકે નહિ. ધર્માસ્તિકાયના અધર્માસ્તિકાયમાં પ્રવેશ કરી શકે નહિ. તેમ છયે દ્રવ્યોના ગુણ, પર્યાય બીજા કોઈ દ્રવ્યમાં પ્રવેશ કરી શકતા નથી. છયે દ્રવ્યોના ગુણ પર્યાય છયે દ્રવ્યોમાં છે. તેથી એક દ્રવ્ય બીજા દ્રવ્યમાં કંઈ કરી શકતું નથી, એવી વસ્તુ સ્થિતિની મર્યાદા છે; આ મર્યાદા ત્રિકાળ અબાધિત છે.

વળી દરેક દ્રવ્યમાં અગુરુલઘુત્વ ગુણ છે અને તે જે ગુણ છે તે સામાન્ય ગુણ છે. (જ્ઞાનગુણ આત્મા સિવાય ક્યાંય નથી) એ ગુણને લીધે કોઈ, કોઇનું કરી શકે નહિ. તેથી આત્મા, પર દ્રવ્યનું કંઈ કરી શકે નહિ. મન, વચન, કાયા તે પણ પુદ્ગલાસ્તિકાયના છે. વર્ણ, સ્પર્શ, ગંધ, રસ તેના ગુણ છે અને પરમાણુ, દ્રવ્ય છે. પાંચ વર્ણ વગેરે તેની પર્યાયો છે. ગુણ પર્યાયનો પિંડ તે પરમાણુ છે. શરીર અનંત પરમાણુનો પિંડો છે. પુદ્ગલાસ્તિકાયના દ્રવ્ય, ગુણ, પર્યાયનો પિંડો છે. તે તેના છે તેથી તે બીજાના નથી. પણ આત્મા તેને કંઈ કરી શકે નહિ. શરીરને આત્મા હલાવી ચલાવી શકે નહિ. વિકલ્પ કરે પણ શરીરમાં શકિત હોય તો ચાલે. દ્રવ્ય કર્મો કે

કોઈ પણ પરદ્રવ્યો જીવને નુકસાન કરી શકે નહિ. આ વાત પ્રથમ તત્ત્વશ્રદ્ધાનમાં નકકી કરી લેજો. આ પ્રમાણે નકકી કરવાથી જગતના બધા પદાર્થોના બધા ગુણો અને ગુણોની બધી પર્યાયોનાં કર્તાપણાનું જે અભિમાન અનાદિથી આત્માને ચાલ્યું આવે છે તે અભિપ્રાયમાંથી નીકળી જાય છે. આ રીતે સમ્યગ્દર્શન પ્રગટ કરવા માટે સ્વદ્રવ્ય, પરદ્રવ્યની ભિન્નતા નકકી કરવી તથા તેના ગુણ અને પર્યાય નકકી કરવા. પછી દરેક ગુણ, પર્યાય, સમયે, સમયે પોતાના જ દ્રવ્યમાં વર્તે છે, બીજા કોઈ દ્રવ્ય માટે કંઇ કરી શકતું નથી, તે નકકી કરવું જોઇએ. હજી એક વાત નકકી કરવાની રહે છે તે અવસરે.

---

## (૪)સં. ૨૦૧૧ના બીજા ભાદરવા શુદ ૧૪ને ગુરૂવાર તા. ૨૯-૯-૫૫

ભગવતીજી સિદ્ધાંતના તેરમા શતક અને છઠ્ઠા ઉદ્દેશાની વાત ચાલે છે. ઉદાયન રાજાએ એકાંતવાદીના મતને જાણી લીધા છે તથા સ્યાદ્વાદ શૈલીને પણ જાણી છે. અહીં સમ્યગ્વિનયની વાત ચાલે છે. દર્શનવિનયની વાત ચાલે છે, તેમાં સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવાના ઉપાયની વાત ચાલે છે.

પહેલો ઉપાય :–આત્મા અને પરદ્રવ્ય જુદા છે. એક દ્રવ્ય, તેના ગુણ, તેની કોઇ પર્યાય, બીજા દ્રવ્ય, ગુણ, પર્યાયમાં પ્રવેશ કરી શકતાં નથી. માટે એક દ્રવ્ય બીજા દ્રવ્યનું કંઇ કરી શકે નહિ. તેવી વસ્તુસ્થિતિની મર્યાદા છે. આ મર્યાદા ત્રિકાળ રહેવાની છે. તેમાં કોઇ ફેરફાર કરી શકે નહિ. વળી દરેક દ્રવ્યમાં અગુરુલઘુત્વ ગુણ છે અને તે સામાન્ય ગુણ છે. તે ગુણને લીધે કોઇ, કોઇનું કરી શકે નહિ, તેથી આત્મા પોતામાં જેટલું કરવા ધારે તેટલું કરી શકે છે. પરંતુ પર–દ્રવ્યમાં કંઇ કરી શકે નહિ. શરીરને હલાવી ચલાવી શકે નહિ, અથવા જુવાન રાખવા ધારે તો રાખી શકે નહિ. દ્રવ્યકર્મ કે તેની ૧૪૮ પ્રકૃતિઓ કે કોઇ પણ પરદ્રવ્ય જીવને કશું નુકસાન કરી શકે નહિ. આ પ્રથમ નકકી કરવું. આ પ્રમાણે પોતાનાં જ્ઞાનમાં નકકી કરવાથી

પહેલે ભડાકે જગતના બધા પદાર્થોનું કર્તાપણાનું, સ્વામીપણાનું, ધણીપણાનું જે અભિમાન, અહંકાર, આત્માને અનાદિ કાળથી ચાલ્યું આવે છે, તે અભિમાન પોતાની માન્યતામાંથી ટળી જાય છે. પોતાના જ્ઞાનમાંથી પણ ટળી જાય છે. તેનું આખું અધ્યયન, ઉત્તરાધ્યયન સૂત્રમાં અનાથીમુનિ અને શ્રેણિક રાજાનું છે. શ્રેણિક રાજા અજ્ઞાનદશામાં અનાથીમુનિનો નાથ થવા માગે છે ત્યારે અનાથીમુનિ તેને કહે છે કે હજુ તું પોતે તારો નાથ નથી થયો ત્યાં બીજાનો નાથ કેમ થઈ શકશે ? શ્રેણિક રાજાને જ્ઞાન થતાં તેની ઊંધી માન્યતા, અભિપ્રાયમાંથી અને જ્ઞાનમાંથી ટળી જાય છે. આ રીતે સમ્યગ્દર્શન પ્રગટ કરવા માટે પહેલાં તો સ્વદ્રવ્ય, પરદ્રવ્યની ભિન્નતા નકકી કરવી. એ ભિન્નતા નકકી કર્યા પછી પરદ્રવ્યનું લક્ષ છોડીને સ્વદ્રવ્યના વિચારમાં આવવું અને પછી પોતાના આત્માનાં બે પડખાં છે તે જાણવાં. એક પડખું આત્માનું દરેક સમયે અખંડ, પરિપૂર્ણ, ચૈતન્ય સ્વભાવરૂપપણું દ્રવ્ય, ગુણ, પર્યાયે છે. આ પડખું તે નિશ્ચય નયનો વિષય છે. આ પડખાંને નકકી કરનાર જ્ઞાનનું પડખું તે પણ નિશ્ચય નય છે. એટલે જ્ઞાનના નિશ્ચય નયનાં પડખાંને નકકી કરનાર આત્માનું પડખું છે.

હવે બીજું પડખું, વર્તમાન પર્યાયમાં દોષ, રાગ, સંકલ્પ, વિકલ્પ, અસ્થિરતા છે તે પણ નક્કી કરવું. હવે આ બીજું પડખું તે વ્યવહાર નયનો વિષય છે. આમ બે નય દ્વારા આત્માનાં બન્ને પડખાંને ખૂબ નક્કી કર્યા પછી વિકારી પર્યાય ઉપરનું વલણ છોડીને, તેના પ્રત્યેનું લક્ષ છોડીને, પોતાના ત્રિકાળી ચૈતન્ય સ્વરૂપ તરફ વળવું. એ રીતે ત્રિકાળી દ્રવ્ય તરફ વળતાં તે ત્રિકાળી નિત્ય પડખું હોવાથી તેના આશ્રયે સમ્યગ્દર્શન પ્રગટે છે. જો કે નિશ્ચય નય અને સમ્યગ્દર્શન તે બન્ને જુદા જુદા ગુણની પર્યાય છે. સમ્યગ્દર્શન શ્રદ્ધાગુણની પર્યાય છે. નિશ્ચય નય જ્ઞાનગુણની પર્યાય છે. બન્નેનો વિષય એક છે અને તે બન્નેનો વિષય એક, અખંડ, શુદ્ધ, બુદ્ધ, ચૈતન્ય સ્વરૂપ આત્મા છે. તેને બીજા શબ્દોમાં ત્રિકાળી જ્ઞાયક સ્વરૂપ, પરમ-

છ દ્રવ્યોમાં એક પુદ્ગલ, મૂર્તિમંત રૂપી છે અને પાંચ દ્રવ્યો અમૂર્તિમંત, અરૂપી છે. છ દ્રવ્યોમાં પાંચ દ્રવ્યો સપ્રદેશી છે. કાળદ્રવ્ય અપ્રદેશી છે. ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બન્ને દ્રવ્યો અસંખ્યાત પ્રદેશી છે. આકાશદ્રવ્ય, અનંત પ્રદેશી છે. જીવદ્રવ્ય અસંખ્યાત પ્રદેશી છે. પુદ્ગલ પરમાણુ એક પ્રદેશી છે. પુદ્ગલાસ્તિકાયના સ્કંધો પર્યાયમાં અનંતાનંત પ્રદેશી છે. પરમાણુ અનંતા છે, એમ પાંચ દ્રવ્યો સપ્રદેશી છે. છઠ્ઠું કાળદ્રવ્ય અપ્રદેશી છે. છ દ્રવ્યોમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય એક, એક દ્રવ્ય છે. જીવ તથા પુદ્ગલદ્રવ્ય તથા કાળદ્રવ્ય અનેક, અનેક છે. છ દ્રવ્યોમાં એક આકાશ દ્રવ્ય, ક્ષેત્ર છે. બીજા પાંચ દ્રવ્યો ક્ષેત્રી છે. નિશ્ચય નયથી છએ દ્રવ્યો પોત પોતાના કાર્યમાં સદા પ્રવર્તે છે માટે સક્રિય છે અને વ્યવ્હાર નયથી જીવ અને પુદ્ગલ સક્રિય છે. તેમાં પુદ્ગલ તો સદા સક્રિય છે. જ્યારે જીવદ્રવ્ય તો સંસારી થકો સક્રિય છે, પણ સિદ્ધ અવસ્થાએ સંસારી ક્રિયા કરવાને અક્રિય છે. બાકીનાં ચાર દ્રવ્યો અક્રિય છે. નિશ્ચય નયથી છએ દ્રવ્યો નિત્ય છે, ધ્રુવ છે. ઉત્પાદ-વ્યયે કરીને અનિત્ય પણ છે. વ્યવહાર નયે કરી જીવ અને પુદ્ગલ એ બે અનિત્ય છે. બાકીનાં ચાર દ્રવ્યો નિત્ય છે. જો કે ઉત્પાદ, વ્યય, ધ્રુવપણે સર્વ પદાર્થ પરિણમે છે, તોપણ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય તથા કાળ એ ચાર દ્રવ્યો સદા અવસ્થિત છે. માટે તેને 'નિત્ય કહ્યા. છ દ્રવ્યોમાં આકાશદ્રવ્ય સર્વ વ્યાપી છે. અને પાંચ દ્રવ્યો લોકવ્યાપી છે. છએ દ્રવ્યો એક ક્ષેત્રમાં એકઠાં રહ્યાં છે. એકઠાં એક ક્ષેત્રે રહેવા છતાં એક બીજા સાથે મળી જતાં નથી. કોઇ દ્રવ્ય કે તેના ગુણ, પર્યાય બીજા કોઇ દ્રવ્ય ગુણ પર્યાયમાં ભળી જાય નહિ. દરેકે દરેક દ્રવ્ય સ્વતંત્રપણે રહેલ છે. અનાદિ નિધાન વસ્તુ ન્યારી ન્યારી પોતપોતાની મર્યાદાપૂર્વક પરિણમે છે. કોઇ કોઇને આધીન નથી. તેમજ કોઇ પદાર્થ કોઇનો પરિણમાવ્યો પરિણમે નહિ. શ્રેણિક ભગવાન મહાવીરને પૂછેછે-'મારી નરક કેમ તૂટે ?' ભગવાન કહે છે-'કપીલા દાસી દાન દીએ તો તૂટે.' શ્રેણિક કપીલાને કહે છે-'ગુરુ પધાર્યા છે. દાન દે.' પરંતુ કપીલા તો કહે છે 'હું દાન દેતી નથી. શ્રેણિકનો ચાટવો દાન દીએ છે.' શ્રેણિક, કપીલામાં

દાનનાં પરિણામ પરિણમાવી શકયા નહિ. દરેક દ્રવ્ય પોતપોતામાં સ્વતંત્રપણે પરિણમે છે. એક એક પરમાણુ પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં પરિણમન કરે છે. કોઈ કોઈને આધીન થઈ પરિણમતું નથી. કોઈ કોઈનો પરિણમાવ્યો પરિણમતો નથી. સર્વ પદાર્થ પોતે સ્વતંત્રપણે પરિણમે છે. આત્મા, આત્માની મર્યાદામાં પરિણમે છે. કોઈ કર્મ આત્માને પરિણમાવતાં નથી. શરીર, શરીરની મર્યાદામાં પરિણમે છે. આત્મા તેને પરિણમાવતો નથી. કર્મના દરેક પરમાણુ પોતાની મર્યાદામાં પરિણમે છે. આત્મા તેને પરિણમાવતો નથી ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ-દરેક ચીજ સદાય ભિન્ન ભિન્ન પોતપોતામાં સ્વતંત્રપણે પરિણમે છે. કોઈ પણ પદાર્થ પોતાના સ્વરૂપની મર્યાદામાંથી બહાર નીકળી, અન્ય વસ્તુને પરિણમાવતો નથી. કોઈ પદાર્થને પોતાની મર્યાદામાં અમુક વસ્તુ પ્રવેશીને તેને પરિણમાવી શકતી નથી. કોઈ એક વસ્તુની મર્યાદામાં અન્ય વસ્તુનો પ્રવેશ જ નથી. દરેક વસ્તુ જુદી જુદી પોતાની મર્યાદામાં વર્તે છે. દરેક વસ્તુ પોતપોતાની મર્યાદામાં પરિણમી રહી છે. એક વસ્તુ બીજી વસ્તુમાં કંઈ પણ કરે તો વસ્તુની મર્યાદા જ તૂટી જાય, તો જગતમાં કોઈ સ્વતંત્ર વસ્તુની હૈયાતી જ ન રહે.

આ પ્રમાણે જેમ છે તેમ દ્રવ્યની સ્વતંત્રતા જાણીને હું આત્મા પણ સ્વતંત્ર છું તેમ સમજીને દ્રવ્યો પ્રત્યે પોતાનું વિકારી લક્ષ છોડીને સ્વરૂપમાં જામી જાય, તો સમ્યગ્દર્શન પ્રગટ કરે.

હવે સમ્યગ્દર્શનનો ત્રીજો ઉપાય બતાવે છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા, મોક્ષ, એ નવ તત્ત્વમાંથી કયા કયા ઉપાદેય છે, આદરણીય છે, કયા કયા હેય છે, છોડવા યોગ્ય છે. કયા કયા જ્ઞેય-જાણવાં યોગ્ય છે તે સમજવું. વર્તમાન વર્તતી પોતાની જ્ઞાન દશામાં તે સર્વ તત્ત્વો જાણવા યોગ્ય છે. જાણશે નહિ તો છોડશે કોને અને આદરશે કોને? નવ તત્ત્વો કેવી રીતે જાણવા, કયા નયથી જાણવા, કયા નયથી અંગીકાર કરવા, નય કેવી રીતે તેમાં કામ કરે છે, કયા નય, નવે તત્ત્વને કેવી રીતે જણાવે છે. કયા નયથી જાણવા.

યોગ્ય, કયા નયથી આદરવા યોગ્ય, કેટલા જાણવા યોગ્ય, કેટલા આદરવા યોગ્ય, કેટલા છાંડવા યોગ્ય તે અહીં સચોટ રીતે બતાવે છે. અનાદિ કાળથી આ જીવ નવે તત્ત્વનું ભાન ભૂલી ગયો છે. છાંડવા યોગ્યને આદરવા યોગ્ય અને આદરવા યોગ્યને છાંડવા યોગ્ય માની બેઠો છે, માટે નવ તત્ત્વને કેવી રીતે જાણવા, છાંડવા, આદરવા તેના ભાવભેદ અવસરે કહેવાશે.

---

## ૫) સં. ૨૦૧૧ના બીજા ભાદરવા શુદ ૧૫ શુક્રવાર તા. ૩૦-૯-૫૫

કેવળજ્ઞાનીઓએ પોતાના જ્ઞાનની અંદર છ દ્રવ્યો જોયાં અને દ્રવ્યનો કોઈ કર્તા નથી તેવી દિવ્યધ્વનિ છૂટી. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાળ, એ છ દ્રવ્યોનો કોઈ કર્તા નથી. જો કોઈ કર્તા હોય તો તેણે દ્રવ્યોને કઈ રીતે બનાવ્યાં ? શામાંથી બનાવ્યાં ? અને કર્તા પોતે શાનો બન્યો ? કર્તાનો કર્તા કોણ થયો ? જગતમાં છ દ્રવ્યો પોતાના સ્વભાવથી જ છે. કોઈ પણ નવા પદાર્થની ઉત્પત્તિ થતી નથી. કોઈ પણ પ્રયોગે કરી નવા જીવ કે નવા પરમાણુની ઉત્પત્તિ થતી નથી. પણ જે પદાર્થ હોય તેનું રૂપાંતર થાય. એટલે તેના અર્થ એવો છે કે જે દ્રવ્ય છે તે ત્રણકાળમાં નાશ પામે નહિ. અને જે દ્રવ્ય નથી તે ઉત્પન્ન થાય નહિ. જે દ્રવ્ય હોય તે પોતાની હાલત ક્ષણે ક્ષણે બદલ્યાં કરે. આવો ત્રિકાળી અબાધિત નિયમ છે.

આ સિદ્ધાંતને ઉત્પાદ, વ્યય, ધ્રુવ કહેવાય છે. નિત્ય ટકીને બદલવું તેનું નામ ઉત્પાદ, વ્યય, ધ્રુવ. દ્રવ્યનો કોઈ બનાવનાર નથી. માટે સાતમું કોઈ નવું દ્રવ્ય થઈ શકતું નથી. અનંતકાળ ગયો. વર્તમાન છે, અને ભવિષ્ય એ ત્રણે કાળમાં છ દ્રવ્યો હતાં, છે અને રહેવાનાં. કોઈ દ્રવ્યનો કોઈ નાશ કરનાર નથી. માટે છ દ્રવ્યોમાં કોઈ દ્રવ્ય ઓછું થતું નથી. શાશ્વતપણે છ દ્રવ્યો છે.

સંપૂર્ણ જ્ઞાન વડે સર્વજ્ઞ ભગવાને છ દ્રવ્યો જાણ્યાં, પણ બનાવ્યાં નથી. ભગવાન કર્તા નથી, જે જાણ્યાં જ્ઞાનમાં તે ભગવાને પ્રરૂપ્યાં.

સર્વજ્ઞ વીતરાગ પ્રણીત માર્ગ સિવાય આ છ દ્રવ્યોનું સાચું સ્વરૂપ બીજે ક્યાંય છે જ નહિ.

## જીવ દ્રવ્ય અને પુદ્‌ગલ દ્રવ્ય,
## આત્મા જીવ અને કર્મ પુદ્‌ગલ.

જીવ અને કર્મ બન્ને તદ્દન જુદી જુદી વસ્તુ છે. બન્ને પોતપોતામાં સ્વતંત્ર છે. કોઈ એક બીજામાં કંઈ કરતાં નથી. જીવ અને કર્મ ભેગાં થઈ જાય તો જગતમાં છ દ્રવ્યો રહે નહિ. માટે જીવ અને કર્મ સદા જુદાં છે. લોહપિંડ અગ્નિ માફક આત્મા અને કર્મ થઈ ગયાં છે, તેમ લોકો માને છે. દ્રવ્યનો સ્વભાવ અનાદિ અનંત ટકીને સમય સમય બદલવાનો છે. બધાં દ્રવ્યો પોતપોતાની તાકાતથી સ્વતંત્રપણે અનાદિ અનંત ટકીને પોતપોતાની હાલત બદલાવે છે જીવની હાલત જીવ બદલાવે છે. પુદ્‌ગલની હાલત પુદ્‌ગલ બદલાવે છે ધર્માસ્તિકાયની હાલત ધર્માસ્તિકાય બદલાવે છે. એમ બધાં દ્રવ્યોનું સમજવું. માટે પુદ્‌ગલનું જીવ કંઈ કરે નહિ અને જીવનું પુદ્‌ગલ કંઈ કરે નહિ. આત્મા શું માની બેઠો છે ? કર્મ તે જીવની અવસ્થા છે કે પુદ્‌ગલની ? પુદ્‌ગલની છે. પુદ્‌ગલની અવસ્થા પુદ્‌ગલ બદલાવે. જીવના વિકારી ભાવના નિમિત્તથી કર્મો રહેલાં છે. હવે જો જીવ નિમિત્ત આપતો અટકી જાય તો કર્મો પોતપોતાની હાલત બદલાવીને છૂટી જાય અને આત્મા પોતામાં સ્થિર થઈ જાય. કેટલાંક કર્મો, બંધરૂપે સ્થિર રહ્યાં છે તેને અધર્માસ્તિકાયનું નિમિત્ત છે. ક્ષણે ક્ષણે કર્મો ઉદયમાં આવીને ખરી જાય છે. ખરી જવામાં ક્ષેત્રાંતર થાય છે, તેમાં ધર્માસ્તિકાયનું નિમિત્ત છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીયની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૦ કોડાકોડી સાગરોપમની-મોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિ સૌથી વિશેષ ૭૦ કોડાકોડી સાગરોપમની, જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની, તેમાં કાળ દ્રવ્યની અપેક્ષા આવે છે. ઘણાં કર્મ પરમાણુઓ એક ક્ષેત્રે રહેવામાં આકાશ દ્રવ્યની અપેક્ષા આવે છે. આ છ દ્રવ્યોમાં સમયે સમયે પરિણમન થાય છે. એક સમય પણ કોઈ દ્રવ્ય પરિણમન વગર રહેતું નથી. હવે જે પરિણમન થાય છે તેને પર્યાય, હાલત, અવસ્થા કહેવાય છે.

રવિ રવિ કરતાં રજની મટે નહિ
અંધારું તો અર્ક ઊગ્યા પછી જાય
હૃદયે રવિ ઊગે રે ગુરુગમ જ્ઞાનનો રે
ત્યારે તેને સુખનો સિંધુ જણાય
સમજણુ વિનાનું સુખ નહિ જીવને રે.

અંદરથી–અંતરથી સમજણ પૂર્વક સંસારથી પાછો ઓસરે તો જીવને શું શું લાભ થાય? મારા ગુણ, પર્યાય સાથે જ મારે સંબંધ છે, તેવી સમજણ થાય. સંવેગ અને નિર્વેદનું ફળ મળે. સંસારનો વેગ ઘટ્યો છે, ત્યાં તેને સંસારના વૈભવમાં વૈરાગ્ય થાય. વેગ ઘટ્યા વિના વૈરાગ્ય થાય નહિ. પોતાના વૈભવ છોડવાની ઇચ્છા પ્રગટે. સામાના વૈભવની પણ ઉપાધિ દેખાય. રવિ, રવિ કરતાં રાત્રિ જાય નહિ. પરંતુ સૂર્ય ઊગ્યા પછી અંધારું રહે નહિ. તેમ ગુરુગમે જ્ઞાનનો સૂર્ય પોતાના આત્મામાં ઉગાડે તો સુખનો દરિયો આત્મામાં પડયો છે, તે દેખાય.

આ જગત તો ખાડવાળું છે. ખાડ ખુલ્લી ન પડે તે માટે જીવ મોટા મોટા ડોળ કરતો હોય છે. સ્મશાન, પેટ, તૃષ્ણાની ખાડ પૂરી પડે નહિ. પણ ખાડ પૂરી કરવાના ડોળવાળો એક વર્ગ સંસારમાં ઊભો છે. બીજા પાસે બે પાંચ લાખની મૂડી જોઈ મારી પાસે આટલી મૂડી નથી. મારી પાસે તેટલી મૂડી ક્યારે થાય તેવી ઇચ્છા થાય છે, પણ જેને સંસારની અરુચિ થઈ છે, તેની આવી ખાડ ન હોય. દેવતાના વૈભવની પણ તે ઇચ્છા ન કરે. નારકીમાં તો વૈભવ કે કામભોગ નથી. જેને અંદરનો વેગ ઊપડયો છે તે તો સંસારના વૈભવને જુએ અને વૈરાગ્ય વધતો જાય. તે સંસારને વખાણે નહિ. સંસાર કે સંસારના વૈભવની અનુમોદના કરે નહિ. સંસાર અને વિષયભોગની રુચિ ઘટે અને ત્યાગ, વૈરાગ્યપૂર્વક પોતાના ત્રિકાળી સ્વભાવની રુચિ વધે, તો સ્વરૂપ પામી જાય.

જળ જળ કરતાં તૃષા કદી ન મટે રે
ભોજનના સ્મરણથી ભૂખ ન જાય.
પ્રેમ રસ પીતાં રે તૃષ્ણા મટે રે,
ત્યારે તેને આનંદ નિધિ ઉભરાય.
સમજણ વિનાનું સુખ નહિ જીવને રે.

જળ, જળ કરતાં તરસ છીપે નહિ. ભોજન, લાડવા, લાડવા તેમ બોલવાથી ભૂખ મટે નહિ.

મન મોદક નહિ ભૂખ મીટાઇ રે.

તૃષ્ણા ચાર પ્રકારની છે. પહેલી ઇચ્છા વિષય ગ્રહણની એટલે પોતાની પાસે ન હોય તેવા નવા નવા વિષયો લેવાની ઇચ્છા. તે માટે પાંચે ઇંદ્રિયોને પોષેછે. સુવર્ણભસ્મ, લોહભસ્મ વગેરે દવા ખાયછે. વિષયને ભોગવતાં-ભોગવટા દ્વારા એકી સાથે બધા સંયોગોનો ભોગવટો ન લઈ શકાય. પરંતુ સમ્યગ્જ્ઞાન દ્વારા બધા વિષયોનું જ્ઞાન એક સાથે પોતાના જ્ઞાનમાં કરી શકે છે. દ્રવ્ય ઇંદ્રિયોને પોષીને વિષયને એકદમ લઈ લઉં તે વાત બને નહિ. જ્ઞાનની વૃદ્ધિ કરે, સ્વ-સ્વરૂપની વૃદ્ધિ કરે તો એકી સાથે બધા વિષયોનું જ્ઞાન થઇ જાય અને તૃષા, ભૂખ, બધું મટી જાય. આત્માની શકિત બધું જાણવાની છે. પોતાનામાં પોતાના સ્વભાવનો ભાવ સીધો રહેવો જોઇએ. પણ અવળો પડયો એટલે વિષયોના ભોગવટાની ઇચ્છા થાય. પરંતુ સાચું જ્ઞાન થાય તો તે સદ્જ્ઞાન દ્વારા બધા વિષયોને જાણી શકે છે. આત્મા પૂરો છે છતાં અવળો પડયો છે. અવળો પડયો છે, તે પૂરેથી પડયો છે. જેને સંસારનો અભાવ થયો છે તેને વિષયની રુચિ થાય જ નહિ, ઇચ્છા થાય જ નહિ. અજ્ઞાનીઓ પાંચે ઇંદ્રિયોને ચોળી કરીને વિષયોને ભોગવવાની ઇચ્છા કરે છે ત્યારે જ્ઞાનીઓ વિષયોને પોતાના જ્ઞાનમાં જાણી લીએ છે. જ્ઞાની, વિષયોના ભોગવટામાં મહાન દુઃખ છે, તેમ જાણી તેનાથી છૂટવા માગે છે.

ક્રોધભાવ, રાગભાવ, દ્વેષભાવને કર્મ કરાવતા નથી. સામેનો કોઈ પદાર્થ કરાવતો નથી, પણ જીવ પોતે કરે છે. એટલે કે તે જીવનું પોતાનું પરિણમન છે. તેથી તેને પારિણામિક ભાવ પણ કહેવાય. છતાં તેમાં નિમિત્ત તરીકે તો કર્મના ઉદયની અપેક્ષા છે. ત્યારે અંદરમાં જે ધ્રુવ પર્યાય છે તેમાં તો નિમિત્ત તરીકે કર્મના ઉદયની અપેક્ષા નથી. એ તો સદા કર્મના ઉદયની અપેક્ષા રહિત પારિણામિક ભાવે વર્તે છે. ઔદયિક ભાવ, ઔપશમિકભાવ, ક્ષાયોપશમિકભાવ અને ક્ષાયકભાવ, એ ચારે ભાવો નિમિત્તની અપેક્ષાવાળા છે. ધ્રુવપર્યાયમાં તો નિમિત્ત તરીકે કોઈ પણ કર્મના ઉદયની અપેક્ષા નથી. તે તો પારિણામિક ભાવની નિરપેક્ષ પરિણતિ છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ એ ચાર દ્રવ્યોના પરિણમનમાં ઓછાપણું, અધિકપણું કે વિપરીતપણું નથી. તેમાં સદા એક સરખાપણું છે. તે બધાનો જાણનાર, જ્ઞાતા, ભગવાન આત્મા છે. આત્મામાં સંસાર, મોક્ષમાર્ગ કે મોક્ષ એ કોઈ પર્યાય ત્રિકાળી એકરૂપ નથી. સંસાર એકરૂપ નથી. મોક્ષમાર્ગ એકરૂપ નથી. તો તે સિવાયનો સદા એકરૂપ ભાવ કયો છે કે જેના આશ્રયે એકાગ્રતા થઈ શકે, સમ્યગ્દર્શન, કેવળજ્ઞાન, કેવળદર્શન, થઈ શકે એવો ભાવ કયો છે? તેને જાણવો જોઈએ, સમજવો જોઈએ, અંતરમાં ઉતારવો જોઈએ. ચારે દ્રવ્યના અખંડ પારિણામિક ભાવોને જાણનાર તો આત્મા છે. તે આત્મામાં પોતામાં એક ધ્રુવ પરિણતિ, અનાદિ, અનંત એકરૂપ, શુદ્ધ પારિણામિક ભાવે વર્તે છે. દ્રવ્ય, ગુણ અને પર્યાય એ દ્રવ્યાર્થિક નયનો વિષય છે. એ ત્રણેને અખંડ લીધા વગર છૂટકો નથી. આ જૈનદર્શનની મૂળ વાત છે તેમ જ્ઞાનીઓ અનુભવથી કહી ગયા છે. આ વગર દ્રવ્યની વર્તમાન અવસ્થા સિદ્ધ થતી નથી. દૃષ્ટિનો વિષય વર્તમાનમાં સિદ્ધ થતો નથી. દ્રવ્ય, ગુણ અને પર્યાય અંદરમાં લીએ તો વર્તમાનમાં સિદ્ધ થાય.

જીવની પર્યાયમાં સંસાર કે મોક્ષ એવી સદૃશતા ન હોવા છતાં દ્રવ્ય, ગુણ અને ધ્રુવ (શુદ્ધ કારણરૂપ) શુદ્ધ પર્યાય ની એકરૂપતા કદી તૂટી નથી. જૈનદર્શન-વસ્તુદર્શનની આ વાત છે. આ તો અલૌકિક

વાત છે. લૌકિક વાત નથી. આ વસ્તુ સમજીને અંદરમાં ઠરી જાય તો અવિનાશી કલ્યાણ થતાં વાર લાગે નહિ.

પવનના નિમિત્તે સમુદ્રમાં પાણીના તરંગો ઊડે છે. તે તો ઉપરનાં મોજાં છે, પણ પાણીનું દળ જુઓ તો તે એકરૂપ છે. તેમ આત્મામાં વિકારી ભાવો, ક્રોધાદિ, માનાદિ, રાગાદિ ભાવો અથવા તેના અભાવથી પ્રગટ થતી નિર્મળ પર્યાયો એ બધા અપેક્ષિત ભાવો છે, તે બધી અપેક્ષાવાળી પર્યાયો છે. વિકારી પર્યાયોમાં કોઈ કર્મનો સદ્ભાવ છે. નિર્મળ પર્યાયોમાં કર્મના ઉદયનો અભાવ છે. તે બધાય નિમિત્ત અપેક્ષારૂપ છે. તે બધી ઉત્પાદ, વ્યય પર્યાયો છે. ક્ષણિક છે ક્ષણિક ભાવના આશ્રયે સમ્યગ્દર્શન થયું નથી અને થવાનું નથી. સમ્યગ્દર્શન જોઈતું હોય તો કોનો આશ્રય લેવો જોઈએ? દરિયામાં પાણીનું દળ છે. પાણીનો સ્વભાવ શીતળ છે. પાણીની સપાટી અને પાણીનું દળ એ ત્રણે અભેદરૂપ, તે સમુદ્ર છે. તે ત્રણે હમેશાં એવાને એવા રહે છે. તેમ ભગવાન આત્મા ચૈતન્ય દરિયો છે. તેમાં આત્મદ્રવ્ય, તેના જ્ઞાનાદિ ગુણ ને ધ્રુવરૂપ શુદ્ધ કારણપર્યાય એ ત્રણે થઈને વસ્તુની પૂર્ણતા છે. તે જ પારિણામિક ભાવ છે. તેના આશ્રયે ઘણા જીવો સમ્યગ્દર્શન પામ્યા છે, વર્તમાનમાં પામે છે અને ભવિષ્યમાં તેનાં આશ્રયે પામશે. સમ્યગ્દર્શન પામતાં આત્મસમાધિ પામશે ત્રિકાળી દ્રવ્યનું અવલંબન લીધા વિના છૂટકો નથી. ત્રિકાળી દ્રવ્ય, ગુણ, પર્યાયનો પિંડ છે. ઉત્પાદ, વ્યયવાળી પર્યાય સાદિ અનંત છે. ઉપશમ, ક્ષયોપશમની પર્યાય સાદી સાંત છે. દ્રવ્ય તો અનાદિ અનંત છે. દ્રવ્યનું લક્ષણ, ગુણ, પર્યાયનો પિંડ. દ્રવ્ય પોતે અનાદિ અનંત, તો તેના ગુણ પણ અનાદિ, અનંત. તે ગુણ અનાદિ અનંતવાળો પિંડ તે પોતે દ્રવ્ય, તે જ પારિણામિક ભાવ. આના જ અવલંબને જીવ સમ્યગ્દર્શન પામે પોતાને પામવાની આ વાત છે. પરનું તો કોઈ કાંઈ કરી શકતો નથી. અજ્ઞાની માત્ર અભિમાન કરીને રખડે છે. આત્મા સમાધિને કેમ પામે તેની આ અલૌકિક વાત છે. આ સમજવાથી આત્માનું કલ્યાણ છે. ભાઈ, તું હવે તારું તો સુધાર.

તારા હિત માટે તું તારા અંતર્મુખ સ્વભાવમાં એકવાર તો જો. તારા પૂર્ણ સ્વરૂપને એક વાર દૃષ્ટિમાં તો લે. આ દેહ તો ક્ષણમાં છૂટી જશે. કેટલાયના છૂટી ગયા. અવસ્થામાં અલ્પતા હોવા છતાં પણ આખા ચૈતન્ય તત્ત્વનો સ્વીકાર કરનાર ત્રિકાળી ધ્રુવરૂપ કારણશુદ્ધ પર્યાય પારિણામિક ભાવે વર્તે છે. એમ સ્વરૂપને સ્વીકારનાર અને અલ્પતાનો નિષેધ કરનાર જીવ જરૂર આત્મસમાધિવાળો છે. એટલે કે તે જીવ સમ્યગ્દૃષ્ટિ જ છે.

દ્રવ્ય અનાદિ અનંત કે સાદિ સાંત ? ગુણ, પર્યાયનો પિંડો અનાદિ અનંત કે સાદિ સાંત ? સમ્યગ્દર્શનમાં આત્માને સમાધિ થાય છે; આ વાત પહેલી સમજવા જેવી છે. ગુણ, પર્યાયની બધી દશાઓ, પારિણામિક ભાવમાં વર્તતી અવસ્થા, પહેલી સમજવા જેવી છે. અંતરમાં ઉતારવા જેવી છે. તે સમજ્યા વિના આત્મસમાધિ નથી, સમ્યગ્દર્શન નથી. ત્રણે કાળમાં તારું કલ્યાણ નથી. આ સમજશે તો ભવથી નિવેડા આવશે. દ્રવ્ય તે ગુણનો પિંડ છે. દ્રવ્ય અનાદિ અનંત છે. તો તેના ગુણ પણ અનાદિ અનંત છે. આમ સમજીને પોતાના પરિપૂર્ણ આત્માનું જ્ઞાન કરવું તે સમ્યગ્જ્ઞાન છે અને શ્રદ્ધા કરવી તે આત્મસમાધિ છે, તે સમ્યગ્દર્શન છે. અજબ વાત જ્ઞાનીઓએ વહેતી મૂકી છે. આ વાત જેને રુચશે તેનો અનાદિનો સંસાર એક સમયમાં છૂટી જશે; પર્યાયમાં બધા કજિયા કંકાસ છૂટી જાય.

બધા આત્માને સિદ્ધ સમાન પ્રભુ અને સ્વતંત્ર જાણવા, તેમાં વિરોધ ક્યાં ? જેણે સિદ્ધ પરમાત્મા સાથે પોતાનો મેળ કર્યો એટલે સિદ્ધ સમાન પોતે છે તેમ જાણ્યું, તે હવે કોની સાથે વિરોધ કરે ? સિદ્ધમાં જે નથી તે મારું સ્વરૂપ નથી.

સિદ્ધમાં રાગ નથી, તો મારામાં રાગ નથી; વિકલ્પ નથી, સિદ્ધમાં જે નહિ, તે મારું સ્વરૂપ નથી. સિદ્ધમાં જેવું છે તેવું મારું સ્વરૂપ છે. આવો પરમાત્મસ્વભાવ જેણે દીઠો, તેને તેનાથી વિરુદ્ધ રાગના

પરિણામે દેખવામાં આવે તેને કાઢી નાખવાથી એકલું પૂર્ણ સ્વરૂપ રહેશે, એટલે તે જરૂર સિદ્ધ થશે. જેણે જેણે પોતાના પૂર્ણ પરમાત્મપદને ઓળખીને પોતાનામાં પૂર્ણપદનું સ્થાપન કર્યું છે, તે શું રાગ-દ્વેષમાં પોતાનું સ્થાપન કરે? ન જ કરે. જેને આત્માની પડી છે તે આત્માનું જ કરે છે. જેને પેટની પડી છે તે પેટનું જ કરે છે. સિદ્ધ અમારા ઇષ્ટ છે, તેને અમે અમારા આત્મામાં સ્થાપીએ છીએ

અખંડ, જ્ઞાયક, નિર્મળ, નિર્વિકલ્પ સિદ્ધપણું એ જ મારું સ્વરૂપ છે. તે સદાય રહે છે. તે સિવાય જે કાંઈ રાગ, દ્વેષ, મોહની સારી-ભૂંડી વૃત્તિઓ ઊઠે છે, તે પર છે, તેમ જાણીને હું સિદ્ધ આત્મા અશરીરી છું એમ જેણે સિદ્ધપણું આત્મામાં સ્થાપન કર્યું છે તે જીવે મહા-માંગલિક કેસની શરૂઆત કરી છે. તે જીવ પોતાના આત્માની સમાધિને પામી ચૂક્યો છે. કેવળજ્ઞાનના બીજને પામી ચૂક્યો છે. શ્રદ્ધામાં મોક્ષને પામી ચૂક્યો છે.

આત્માં શુદ્ધ જ્ઞાતા છે, તેમાં પૂર્ણ પ્રભુતા સ્થાપન કર્યા વિના બીજો કોઈ ઉપાય, ત્રણ કાળ, ત્રણ લોકમાં પૂર્ણ સમાધિરૂપ મુક્તિ માટે નથી. કેટલી વિશાળ દૃષ્ટિ, કેટલો આનંદ! પ્રભુપણું અને પ્રભુ થવાનો ઉપાય તારા પોતામાં જ છે. પરમાં નથી. જેને જેની રુચિ, તેને તેની રચનામાં હદ હોય નહિ. આત્મા બેહદ છે. બેહદની રુચિમાં હદ ન હોય પૂર્ણ, પૂર્ણ, ને પૂર્ણ, આ સિવાય બીજું કાંઈ જોઈતું નથી. તું અખંડાનંદ, એકલો, પરમાત્મા, પ્રભુ છો. ભગવાન સુવર્ણ સ્વામી પોકાર કરીને કહે છે-સાંભળો, શ્રોતાઓ! એકાગ્ર ચિત્તે સાંભળો. ત્રિલોકીનાથ તીર્થંકર દેવનો આ હુકમ છે કે હે જીવો! હવે તમે પૂર્ણની રુચિ કરો. બેહદ સ્વભાવને સ્વતંત્રપણે જાહેર કરો. પરમ કલ્યાણ [illegible] પોતાનામાં પૂર્ણપદને માનવાથી, જાણવાથી, તેમાં એકાગ્ર [illegible] થાય ને થાય. માટે હે ભવ્ય જીવો! રુચિ પૂર્ણની [illegible] બેહદ સ્વભાવને જાહેર કરો. પરમપૂર્ણ સમાધિ પોતાનું પૂર્ણપદને સ્વીકારવાથી અને તેમાં એકાગ્રતા કરીને

અવલંબને અંદરમાં જો એકાગ્રતા કરશો તો સમ્યગ્દર્શન પામીને સિદ્ધપદને પણ પામી જશો. આ વાતને સ્વીકારી તમારામાં ઉતારો તે તીર્થંકર દેવનું ફરમાન છે.

અનાદિથી જીવન બધું વિષય, કષાય અને ઇચ્છાઓમાં જ વિતાવ્યું. પરમાત્મા, ભગવાન આત્માની દરકાર કરી નહિ. શરીરના ચૂંથણામાં જ, સંસારના ભોગોમાં જ જીવન ગાળ્યું અને આત્માની દરકાર કર્યા વિના જીવનને ધૂળધાણી કર્યું. હજી પણ વર્તમાનમાં સંસારની રુચિ ફેરવીને આત્માની રુચિ કરે તો આત્મ-સ્વભાવની સમાધિ અહીં બેઠાં થાય, તેને વીતરાગદેવ સમ્યગ્દર્શન કહે છે. નવ વરસના સમ્યક્ત્વને પામેલા કુમારો પણ પોતાના આત્માને આમ માને છે કે-'અહો! અમે તો ચૈતન્ય છીએ. અમારા આત્માને સિદ્ધ ભગવાનથી જરાય ઓછો માનવો, અમને પાલવતો નથી. અમે અમારા આત્માને પરિપૂર્ણ જ સ્વીકારીએ છીએ." અંતર સ્વભાવના અવલોકન તરફ વળતાં નવ વરસનાં બાલક-બાલિકાને પણ આવું આત્મભાન થાય.

બધા આત્મા ચૈતન્ય સ્વરૂપ છે. પૂરેપૂરું સમજી શકે તેવી તાકાત બધા આત્મામાં ભરી પડી છે. આત્માનો જેવો સ્વભાવ છે તેવો અનુભવ કર્યા વગર, જ્ઞાતા-દૃષ્ટા માની લીધા વગર આત્મસમાધિ થતી નથી, સમ્યગ્દર્શન થતું નથી. જ્ઞાતા-દૃષ્ટા જ્ઞાયક આત્મા છે, તેમ માત્ર શબ્દમાં રહે અને અનુભવમાં ન આવે તો આત્મસમાધિ થાય નહિ. આત્મા, જ્ઞાતા છે, તે વાત નાસ્તિક સિવાય બધા મતવાળા માને છે, માટે શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણીમાં આત્માને જેવો કહ્યો છે તેવો નિર્ણય કરવો પડશે. શ્રી સર્વજ્ઞ ભગવાન એક સમયમાં ત્રણકાળ, ત્રણ લોકને પ્રત્યક્ષ જ્ઞાનથી જાણે છે. આત્માનું લક્ષણ શું બાંધ્યું છે? ગુણ, પર્યાયનું લક્ષણ શું બાંધ્યું છે? જેમાં પોતે પૂર્ણ છે તેવડો આત્મા કહ્યો છે, તેનાથી અધૂરો કહ્યો નથી, માટે પૂરો-પૂરો ને પૂરો. સર્વજ્ઞના જ્ઞાનમાં રાગ દ્વેષ રહિતપણે, પ્રત્યક્ષપણે, ભિન્ન ભિન્ન જણાય છે, એમ આત્માનું સ્વરૂપ વિકારી કે અધૂરું બતાવાય નહિ. માટે એક, એક આત્મા પરિપૂર્ણ છે તેમ ભગવાન બતાવે છે, આવું પરિપૂર્ણ સ્વરૂપ બતાવનાર કેવા હોય,

તેને પગલે ચાલનાર કેવા હોય, તેની વાણી કેવી હોય, તે સમજવું પડશે, સાચા દેવગુરુની ઓળખાણ પહેલી જ કરવી પડશે. જો તારે સમ્યગ્-દર્શનરૂપ ધર્મ કરવો હોય તો તારા આત્માને વિકારી કે અધૂરો માનવો પાલવશે નહિ. જો તું તારા આત્માને અપૂર્ણ, અધૂરો, રાગી, દ્વેષી માની લઈશ તો તારા આત્મામાંથી અપૂર્ણતા અને વિકાર કેવી રીતે ટળશે? આત્માને અપૂર્ણ કે ક્રોધી માનવાથી અપૂર્ણતા કે ક્રોધ ટળે નહિ. પૂર્ણ આત્માની શ્રદ્ધા કરવાથી અપૂર્ણતા ક્રમેક્રમે ટળી જશે અને એક સમય એવો આવીને ઊભો રહેશે કે, દ્રવ્ય પણ પૂર્ણ છે અને ગુણ પણ પૂર્ણ છે. આમ ટકવાથી ગુણ, પર્યાયને પમાશે. આત્માની સમાધિ પામી સિદ્ધ દશાને પણ પામી જશે.

---

સં. ૨૦૧૧ના બીજા ભાદરવા વદ ૨ રવિવાર તા. ૨-૧૦-૫૫

ભગવતીજી સૂત્રનું ૧૩મું અધ્યયન, છઠ્ઠો ઉદ્દેશો ચાલે છે. ઉદાયન રાજાએ ૩૬૩ પાખંડીના મતોને જાણ્યા છે. ક્રિયાવાદી, અક્રિયાવાદી, વિનયવાદી, અજ્ઞાનવાદી આદિ ૩૬૩ પાખંડી મતનું સ્વરૂપ, ઉદાયન રાજાએ જાણ્યું છે. એકાંત દૃષ્ટિવાળાનું સ્વરૂપ જાણીને, સામે સ્યાદ્વાદ શૈલીવાળાનું સ્વરૂપ પણ પોતાના જ્ઞાનમાં જાણ્યું છે. એકાંત વિનયમાં પડ્યો છે તે વિનય મિથ્યાત્વી છે. જ્ઞાનવિનયની વાત થઈ ગઈ. દર્શનવિનયની વાત લગભગ થઈ ગઈ. સમ્યગ્દર્શન પામવાના બે ઉપાયો બતાવ્યા. તેને સમજીને સમ્યગ્દર્શન પામશે તે જીવ મોક્ષને પામશે. હવે ત્રીજો ઉપાય બતાવાય છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા, મોક્ષ એ નવ તત્ત્વમાંથી કયા તત્ત્વો આદરણીય છે, કયા તત્ત્વો જ્ઞેય છે અને કયા તત્ત્વો હેય છે?

વર્તમાન વર્તતી પોતાની જ્ઞાનની પર્યાયમાં નવે તત્ત્વો જાણવા યોગ્ય છે. સદ્ભૂત વ્યવહારનયથી સંવર, નિર્જરા, જીવ અને મોક્ષ એ ચાર તત્ત્વો આદરવા યોગ્ય છે. પરંતુ શુદ્ધ નિશ્ચયનયથી નવે તત્ત્વના ભેદનો વિચાર છોડીને એકલું શુદ્ધ જીવતત્ત્વ આદરણીય છે. સમ્યગ્-દૃષ્ટિ જે છે તે મોક્ષ પર્યાય જેટલો જ આત્મા છે એમ સ્વીકારતું નથી,

પરંતુ ચેતન, જ્ઞાયક સ્વરૂપ, એકરૂપ, અખંડ, અભેદ, ત્રિકાળી આત્મા છે તેને જ સ્વીકારે છે, તેથી શ્રદ્ધામાં નવે તત્ત્વોના વિકલ્પની વાત છોડીને એકરૂપ જ્ઞાયક આત્માનો અનુભવ આદરણીય છે. આ સિવાય કોઈ ચીજ શ્રદ્ધામાં આદરણીય નથી. શ્રદ્ધામાં સંવર નિર્જરાનો વિકલ્પ છોડીને એકરૂપ જ્ઞાયક આત્માનો અનુભવ જ આદરણીય છે. નવ તત્ત્વના વિકલ્પ વડે આત્માને માનવો તે કંઈ સમ્યક્ત્વ નથી. નવ તત્ત્વનું જ્ઞાન તે વ્યવહાર જ્ઞાન છે. નવ તત્ત્વની શ્રદ્ધા તે વ્યવહાર સમ્યક્ત્વ છે. નવે તત્ત્વનું લક્ષ અને વિચાર છોડીને એકરૂપ આત્માને નિર્વિકલ્પ પ્રતીતિમાં લેવો એ જ નિશ્ચય સમ્યગ્દર્શન છે. આ સમ્યગ્દર્શનથી અનંત સંસાર કપાઈ જાય છે.

એકરૂપ પોતાના સ્વરૂપને પ્રતીતિમાં લઈ તો જો. એના આનંદના સ્વાદને માણી જો. એકરૂપ પોતાના સ્વરૂપને જાણવું, તેમાં રમણતા કરવી, એકરૂપ આત્માને અનુભવમાં લેવો તે જ નિશ્ચય સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર છે. આનાથી જ મોક્ષ થશે. તેનું બીજું નામ **'જ્ઞાન ક્રિયાભ્યાં મોક્ષઃ'** એવો સ્વસંવેદનરૂપ, સ્વસમયરૂપ, સ્વાનુભવરૂપ આત્મા જ મુક્તિનો ઉપાય છે. નિશ્ચય સમ્યગ્દર્શન, સાચું સમ્યગ્દર્શન, શું છે? નવે તત્ત્વના દ્રવ્ય ભાવરૂપ વિચાર છોડીને એકરૂપ જ્ઞાયક આત્માને પ્રતીતિમાં લેવો તેને અમે નિશ્ચય સમ્યગ્દર્શન કહીએ છીએ. નવ તત્ત્વનો વિચાર કરતાં વિકલ્પ આવે છે, તેમાં ભેદ પડે છે, અને ભેદને લીધે રાગ ઉત્પન્ન થાય છે, રાગની એકત્વ બુદ્ધિ અનાદિની ટળતી નથી. શ્રદ્ધામાં તો નવે તત્ત્વો, ભેદ, વિકાર, જરા પણ આદરણીય નથી, પરંતુ નવ તત્ત્વોના ભેદાન્‌ ભેદથી પહેલી પાર એકલો જ્ઞાયક આત્મા અભેદ છે, તે જ શ્રદ્ધામાં આદરણીય છે. અભેદ લક્ષે રાગ, મિથ્યાત્વ, અજ્ઞાન, અનાદિ રાગ-દ્વેષ, અનેક પ્રકારની એકતા બુદ્ધિ ટળી જાય, રાગ ટળીને વીતરાગ થાય, મિથ્યાદર્શન ટળીને સમ્યગ્દર્શન થાય છે. એકલો અભેદ જ્ઞાયક આત્મા એ જ આદરણીય છે. જ્ઞાનમાં બધા તત્ત્વો જાણવા યોગ્ય છે કારણ કે સર્વે તત્ત્વો જ્ઞેય છે. સંવર, નિર્જરા, જીવ અને મોક્ષ, સદ્‌ભૂત વ્યવહાર-નયથી આદરવા યોગ્ય છે અને એકલું જીવતત્ત્વ શુદ્ધ નિશ્ચયનયથી

આદરવા યોગ્ય છે. આમ હેય, જ્ઞેય અને ઉપાદેય, તેને યથાર્થપણે જાણીને તે સંબંધીના વિકલ્પોને છોડીને (કારણકે વિકલ્પ તે આશ્રવ છે. આશ્રવમાં ઉપયોગ લંબાય તે બંધ છે. પાપાશ્રવ હોય તો પાપબંધ થાય અને પુણ્યાશ્રવ હોય તો પુણ્યબંધ થાય) એકરૂપ આત્માને પ્રતીતિમાં લીઓ, એ જ આત્માનું દર્શન છે, સાચું દર્શન છે. હે ભાઈ! ચૈતન્ય સ્વરૂપ આત્માને ઓળખીને તેને બરાબર જાણી, સમજીને, જેમ છે તેમ ઓળખીને તેમાં લીન થા. અણસમજનું દુઃખ ટળીને, સાચી સમજણ અને અનાકુળતા લક્ષણ સુખ થશે. અનાદિનું દુઃખ ટળીને સાચું સુખ થાય તેવો આત્મસ્વભાવ જ મૂળ પ્રયોજનરૂપ છે. માટે સત્‌નું શ્રવણ, મનન કરો, શાસ્ત્રો વાંચો, ભણો અને વિચારો. નવે તત્ત્વનું સ્વરૂપ જ્ઞાનમાં જાણો, દેવ, ગુરુ, શાસ્ત્રની શ્રદ્ધા રાખો ઇત્યાદિ બધું કર્યા પછી એમાંને એમાં પડયા રહેવાનું નથી. પોતાના નિરાકુળ આત્મ-સ્વભાવ તરફ વળી તેને જ અનુભવો, તો જીવનું એ બધુંએ કર્યું સફળ છે. સત્પુરુષ પાસેથી જાણીને પોતાના આત્માને જેણે અનુભવ્યો છે, તેના સર્વ પ્રયોજન સફળ છે, સિદ્ધ છે. ચેતન સ્વરૂપ આત્માને અનુભવવો, એ સર્વ સિદ્ધિની સાફલ્યતા છે. બધાને જાણનાર એવો તું તારા આત્માને જાણીને, પ્રતીતિ કરીને, સ્થિરતા કરીને, લીનતા કરીને, તેમાં ઠર અને એજ સમ્યગ્દર્શનની પ્રાપ્તિનો ત્રીજો ઉપાય છે.

હવે ચોથો ઉપાય બતાવે છે. આત્મા પોતે પોતાના સ્વભાવથી શુદ્ધ છે, પણ વર્તમાન પરિણામમાં ભૂલ છે. ત્રિકાળી શુદ્ધ સ્વભાવ અને વર્તમાન ભૂલ એ બન્નેને પોતાના જ્ઞાનમાં જાણે તો પોતાના સ્વભાવના આશ્રયે ભૂલને ટાળે. પોતાની ભૂલને જેણે જાણી નહિ, માની નહિ, પરંતુ કુદુંબીઓ ભૂલ કરાવે છે, કર્મનો ઉદય ભૂલ કરાવે છે એમ માને તો તે ભૂલ કેમ ટળે? પોતાની ભૂલને પોતાના જ્ઞાનમાં જાણે, તે ભૂલ કોના આશ્રયે ટાળે? પોતાની ભૂલને પોતાના જ્ઞાનમાં જાણે અને પોતાના આશ્રયે ટાળે—તે પોતાના શુદ્ધ સ્વભાવના આશ્રયે ટાળે. પોતાના શુદ્ધ સ્વભાવને ન જાણે તો કોના આશ્રયે ટાળે? માટે પોતાના

ત્રિકાળી શુદ્ધ સ્વભાવને અને વર્તમાન વર્તતી પોતાની ભૂલ, તે બન્નેને પોતાના જ્ઞાનમાં જાણવા જોઇએ. ભૂલનું નિમિત્ત કર્મ છે, પણ નિમિત્ત ભૂલ કરાવતું નથી. નિમિત્ત કોણ છે ? મોહનીય કર્મ-તેમાં પણ દર્શન-મોહનીય. પણ કર્મ ભૂલ કરાવતું નથી. અરીસામાં મોઢાનો ડાઘ દેખાય છે. પરંતુ અરીસાએ મોઢા પર ડાઘ કરાવ્યો નથી. ડાઘ મોઢા ઉપર છે, તેથી ડાઘ ટાળવા માટે બે પગ વચ્ચે અરીસો લઈ અરીસો ઘસવા માંડે તો તેથી ડાઘ ટળે નહિ, પરંતુ પોતાનું મોઢું સાફ કરે તો ડાઘ ટળે. મારો આત્મા અસંખ્યાત પ્રદેશી, શુદ્ધ સ્વભાવી છે. જ્ઞાતા-દ્રષ્ટા છે. તે પોતાના જ્ઞાનરૂપ અરીસાથી જે ડાઘ પોતામાં છે, તે જાણીને તેને કાઢવાનો ઉપાય કરે તો ડાઘ જાય. મારા પરિણામમાં ભૂલ છે. ભૂલ વખતે કર્મના ઉદયની હાજરી ઊભી છે, તે નિમિત્ત છે. ભૂલ અને કર્મની હાજરીને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે. કર્મનું નિમિત્તપણું તો એમ બતાવે છે કે ભૂલ તે જીવનો સ્વભાવ નથી; પણ વિકાર તો જીવની પર્યાયમાં થાય છે. એ વિભાવ કંઇ કર્મમાંથી થતો નથી. તેમ જ કર્મ પણ વિભાવ કરાવતા નથી. વિકાર કે વિભાવ, જીવની પર્યાયમાં થાય છે અને તેનું કારણ જીવની તે સમયની પર્યાય છે. જીવનો સ્વભાવ, ત્રિકાળી સ્વભાવ ભૂલવાળો નથી. આમ જાણે તો જીવ પોતે પોતાના સત્ પુરુષાર્થથી પોતાની ભૂલને ટાળે. વળી જેમ કર્મો જીવને ભૂલ કરાવતા નથી, તેમ દેવ, ગુરુ, શાસ્ત્ર જીવને દોષોથી છોડાવી દેતા નથી, પરંતુ દેવ, ગુરુ, શાસ્ત્ર, જીવના એક, એક દોષને દેખાડે છે. જેમ અરીસો તો માત્ર મોઢા ઉપરના ડાઘને દેખાડે છે, પણ અરીસો તેને દૂર કરી દેતો નથી. અરીસામાં પણ તે જ ડાઘ જોઈ શકે છે, જેનામાં જોવાની શકિત હોય. પરંતુ આંધળાને પોતાના ડાઘ દેખાતા નથી. દેવ, ગુરુ, શાસ્ત્ર, આપણા માટે અરીસા સમાન છે. તેમના નિમિત્તે પાત્ર જીવો-યોગ્યતાવાળા મુમુક્ષુ જીવો જરૂર પોતાના ડાઘને જોઈ શકે છે.

જેનામાં જોવાની શકિત છે તે પોતાના ડાઘને જરૂર પુરુષાર્થથી ટાળે છે. માટે નક્કી કરી લેજો કે દેવ, ગુરુ કે શાસ્ત્ર અરીસા સમાન છે.

તેમના નિમિત્તથી પાત્ર પોતાના દોષ જરૂર જાણે છે. આંધળાને અરીસો કેવી રીતે નિમિત્ત થાય? પોતાની યોગ્યતા વડે સ્વભાવને પણ જાણે છે, અને તેમ કરીને ભૂલને ટાળે તો દેવ, ગુરુ, શાસ્ત્ર નિમિત્ત કહેવાય. એ રીતે જે જીવ પોતાની પાત્રતા વડે પોતાની ભૂલ તથા સ્વભાવને જાણીને ભૂલને દૂર કરે તેને દેવ, ગુરુ, શાસ્ત્ર નિમિત્ત છે. આ વાતમાં અનેક વાત આવી જાય છે.

૧ આત્મા છે ૨ આત્માનું પરિણમન છે. ૩ પરિણમનમાં ભૂલ છે. ૪ ભૂલમાં કર્મનો ઉદય નિમિત્ત છે. ૫ પરિણમનમાં ભૂલ છે તે ક્ષણિક છે. ૬ આત્માનો ત્રિકાળી સ્વભાવ શુદ્ધ અને પરિપૂર્ણ છે. ૭ સ્વભાવના ભાનથી ભૂલ ટળી જાય છે. ૮ ભૂલ ટાળવામાં દેવ, ગુરુ, શાસ્ત્ર નિમિત્ત થાય છે ૯ ભૂલ ટળતાં કર્મનો સંયોગ સ્વયં ટળી જાય છે અને ત્રિકાળી સ્વરૂપની પ્રાપ્તિ થાય છે.

ઉપરના નવ બોલમાં નવ તત્ત્વ સમાઈ જાય છે. આત્મા શુદ્ધ જીવતત્ત્વ છે. આત્માનું પરિણમન છે. શુભ પરિણમન તે પુણ્ય અને અશુભ તે પાપ. પુણ્ય, પાપના પરિણામમાં ભૂલ છે, તે આસ્રવતત્ત્વ છે. જે જે કર્મોના ઉદય નિમિત્તરૂપે છે તે અજીવરૂપે છે. હવે જે અંદરના પરિણામમાં ભૂલ છે તે ભૂલમાં ઉપયોગને જોડીને લંબાવવો તે બંધ-તત્ત્વ છે. આત્માનો ત્રિકાળી સ્વભાવ શુદ્ધ છે. તે આત્માનું અવલંબન હોવાથી, બંધમાંથી ઉપયોગને પાછો વાળીને પોતાના શુદ્ધ સ્વભાવમાં લઈ જાય તે સંવરતત્ત્વ છે. શુદ્ધ સ્વભાવમાં ટકતાં ઉપયોગની શુદ્ધિ તે નિર્જરા છે અને ભૂલ નીકળતાં, સર્વ કર્મનો અભાવ થાય તે મોક્ષ.

આત્મા પોતે, જ્યારે પૂછો ત્યારે, અનંત સુખનો દરિયો છે, પરંતુ પોતે, પોતાના સ્વભાવને અનંતકાળથી જાણ્યો નથી, માન્યો નથી, માણ્યો નથી, તેથી અનંત કાળથી દુઃખી, દુઃખી થઈ રહ્યો છે. જે ભૂલને કારણે અનાદિથી દુઃખી થઈ રહ્યો છે તે ભૂલ મોટી હશે કે નજીવી હશે? દુઃખ અનાદિનું મહાન છે તો ભૂલ પણ મહાન છે. ભૂલ સાધારણ હોય

કહે, અંતર પરિણામોની જે શુદ્ધતા થાય છે તેને સમ્યગ્-વિનય કહેવામાં આવે છે. ચારિત્ર-વિનયના સાત પ્રકાર છે. સામાયિકચારિત્ર આદિ પાંચ ભેદ, સંયમાસંયમ અને અસંયમ એમ ચારિત્રના બોલમાં સાત પ્રકાર આવે છે. અવિરતિને અસંયમ કહેવાય છે. આત્માનું ભાન ન હોય, આસકિત બધી પડી હોય, અને માન્યતા ઊંધી છે તે મિથ્યાત્વનો અસંયમ છે. જેને આત્માનું ભાન છે, ત્રિકાળી સ્વરૂપનું ભાન છે, આસકિતનાં પરિણામ તે પોતાનું સ્વરૂપ નથી એમ માને છે અને આસકિતની રુચિ ન હોવા છતાં આસકિતનાં પરિણામ છૂટયાં નથી તે ચોથી ભૂમિકાનો અસંયમ છે, તેને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ કહે છે. એક અસંયમનો ભેદ, સમ્યગ્દર્શન થયા પહેલાં મિથ્યાત્વીને, મિથ્યાદૃષ્ટિને પણ હોય છે.

હવે તે રાગ, દ્વેષ, વિષય, કષાયને પોતાનાં માને છે. વિષય, કષાયની આસકિત પણ ટળી નથી, તેથી તેને અસંયમપણું અને મિથ્યાત્વપણું બન્ને હોય છે. સમ્યગ્દૃષ્ટિને આત્માનું ભાન હોય છે. હું ચૈતન્યમૂર્તિ, અખંડ, અભેદ, એકાકાર આત્મા છું. સિદ્ધ ભગવાનને જેવો આત્માનો અનુભવ છે તેવો અંશે અનુભવ સમ્યગ્દૃષ્ટિને થાય છે. છતાં રાગ, દ્વેષ, વિષય, કષાય અસ્થિરતામાંથી ટળ્યાં ન હોય. રાગ, દ્વેષ, વિષયોમાં રુચિ નથી પણ અસ્થિરતાને લઇને અલ્પ આસકિત હોય છે. તેથી આ ચોથા ગુણસ્થાનકનું અસંયમપણું છે. પાંચમા ગુણસ્થાનકે કંઇક અંશે આસકિતનો ત્યાગ હોય છે અને કંઇક અંશે આસકિત રહી જાય છે, તેને સંયમાસંયમ કહેવાય છે. પાંચમા ગુણસ્થાને અમુક અંશે આસકિતનો ત્યાગ હોય છે. પાંચે ઇંદ્રિયોના વિષયોનો અમુક અંશે ત્યાગ હોય છે. છકાયના જીવોની હિંસાની આસકિતનો અમુક અંશે ત્યાગ હોય છે. જેટલે અંશે ત્યાગ હોય, તેટલો અંતરથી હોય તેને સંયમાસંયમ કહે છે. આત્માનું અખંડ ભાન, ચોથા ગુણસ્થાનથી સમ્યગ્દૃષ્ટિને હોય છે, પરંતુ પાંચે ઇંદ્રિયોના વિષયની અને છકાયની હિંસાની આસકિત ટળી ન હોય, કેમકે સ્વરૂપ સ્થિરતા પ્રગટી નથી. સર્વ અસ્થિરતાને ટાળવાની ભાવના છે. તેથી ચોથી ભૂમિકાનું અવિરતિ અસંયમપણું છે. તેને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ કહેવાય છે.

પાંચમે ગુણસ્થાને આત્માનું ભાન થાય, "હું ચિદાનંદ છું." અનંતાનુબંધી ચોથે ટળી જાય છે. પાંચમે અપ્રત્યાખ્યાની કષાય ટળી જાય છે. આત્માના સ્વભાવનો સહજ સ્વાદ લેતાં અમુક અંશે વિષય, કષાયની આસક્તિ ઘટી જાય છે; પાંચમે અમુક અંશે આસક્તિનો ત્યાગ હોય છે, અમુક અંશે આસક્તિ રહે છે તેને સંયમાસંયમ કહેવાય છે.

છઠ્ઠે ગુણસ્થાને પાંચે ઇંદ્રિયોના વિષયની આસક્તિનો સર્વથા ત્યાગ હોય છે અને છકાય જીવોની હિંસાની આસક્તિનો સર્વથા ત્યાગ હોય છે અંદરથી સર્વથા આસક્તિ છૂટતાં બાહ્યથી બધું સહેજે છૂટી જાય છે અંદર સ્વરૂપની રમણતા વધી જાય છે, તેને સર્વવિરતિ સામાયિક ચારિત્ર કહેવાય છે. સામાયિક ચારિત્ર છઠ્ઠે, સાતમે ગુણસ્થાને ઝૂલતા વીતરાગી મુનિઓને હોય છે. મુનિઓ જ્ઞાન, દર્શન, ચારિત્રની રમણતામાં રમતા હોય છે. તેનું નામ સર્વવિરતિ સામાયિક છે. પ્રમત સંયત અને અપ્રમત સંયત એમ બે પ્રકારની મુનિની દશા હોય છે. મુનિપણામાં બાહ્ય લિંગમાં સચેલકપણું અને અચેલકપણું એમ બે પ્રકાર સિદ્ધાંતમાં કહ્યા છે. છઠ્ઠી ભૂમિકામાં મુનિ વર્તતા હોય ત્યારે જીજ્ઞાસુ જીવોને ઉપદેશ દેવાનો, આહાર લેવાનો વગેરે વિકલ્પ હોય છે. જ્યારે સાતમે વર્તતા હોય ત્યારે તે નિર્વિકલ્પ અનુભવનો સ્વાદ લીએ છે. ચૈતન્ય ગોટો છૂટો પડીને તેનો સ્વાદ લીએ છે. આત્માના આનંદ વખતે રમણતામાં લીન હોય ત્યારે બાહ્યનો ખ્યાલ હોતો નથી, અપ્રમત હોય છે અને સાતમું ગુણસ્થાન હોય છે. ક્ષણમાં પ્રમત, ક્ષણમાં અપ્રમત, આવી મુનિપણાની અંતર દશા હોય છે તેને નમસ્કાર હો! પ્રમત દશામાં હોય ત્યારે ઉપદેશ દેવા, આહાર લેવો એવા વિકલ્પો આવે છે પણ પાછા ક્ષણમાં નિર્વિકલ્પ સ્વરૂપ ધ્યાનમાં વર્તે છે. કેવળજ્ઞાન લઉં કે લીધું એવી દશા અત્યારે મહાવિદેહમાં વર્તે છે. કેવળજ્ઞાન લેવાનું કારણ સાક્ષાત મુનિપણું છે. છઠ્ઠા ગુણસ્થાને પ્રત્યાખ્યાની કષાયનો અભાવ થાય છે અને સંયમની નિર્મળ પર્યાય પ્રગટે છે તેને સર્વવિરતિ સામાયિક છે.

પરંતુ તેના આધારે, સંયમ નથી. સંયમમાં જે સ્થિરભાવ પ્રગટે છે તેના આધારે સંયમ પ્રગટતો નથી, પરંતુ ત્રિકાળ સ્થિરતાનો બિંબ જે આત્મા છે, તેના આધારે, તેના ઉપરની દૃષ્ટિના જોરે જ સ્થિરતા પ્રગટે છે. આ વિના કોઈ ઉપાયે ત્રણ કાળમાં સંયમ પ્રગટતો નથી. આ સંયમના છ ભેદ બતાવ્યા તે ગુણ નથી, પરંતુ પર્યાય છે, કારણ કે તે ભેદ છે. આત્મા દ્રવ્ય છે, ચારિત્ર ગુણ છે, ભેદ તેની પર્યાય છે. આત્મા દ્રવ્ય છે, જ્ઞાન ગુણ છે, પાંચ ભેદ પર્યાય છે. આત્મા દ્રવ્ય છે, દર્શન ગુણ છે, ચાર પ્રકાર તે પર્યાય છે. જે પ્રગટે છે તે પર્યાય છે. ત્રિકાળી દ્રવ્યના જોરે જ સંયમ પ્રગટે છે. એકલો સ્વભાવ તે હું છું. અનાદિ અનંત એક પ્રકારે હું છું, દર્શન ગુણ મારો છે, એક અખંડ પૂરો છે. જ્ઞાન ગુણ મારો છે, એક અખંડ પૂરો છે. સંયમ ગુણ મારો છે, એક અખંડ પૂરો છે.

" દુજા ભાવ પ્રગટે નહિ, આત્મિક સ્થિર સ્વભાવ,
એક એક હું છું, નહિ ત્યાં જુદો ભાવ. "

તેવા પૂરાં દર્શન, જ્ઞાન, ચારિત્ર, તેની પ્રતીતિ વગર દર્શન, જ્ઞાન, ચારિત્રગુણની અવસ્થા પ્રગટ થતી નથી. આત્માની પ્રતીતિ વગર પૂરાને પહોંચી વળવાનો પુરુષાર્થ જ થતો નથી. તેવો પુરુષાર્થ થયા વિના સકળ સંયમ, દેશ સંયમ, સામાયિકાદિ પાંચ ચારિત્ર કે કેવળજ્ઞાન પ્રગટતું નથી. માટે જેમ છે તેમ સમજીને જેને અંદરમાં સાચો સંયમ પ્રગટ થયો હોય તેણે દોષ રહિત સંયમને ધારણ કરવો, તેને સંયમ-વિનય કહેવાય છે. કેવા કેવા દોષો આવે છે, ક્યાંથી આવે છે, સંયમમાં જરા મચક ખાતાં શું પરિણામ આવે છે તેનું જે જીવને ભાન નથી તે જીવને સંયમનું ભાન નથી. મુનિપણું, કેવળજ્ઞાન લેવાનું કારણ છે. ભરત મહારાજાને પ્રથમ મુનિપણું આવ્યું છે, પછી કેવળજ્ઞાન થયેલ છે. મુનિપણું, કેવળજ્ઞાન લેવાનું સાક્ષાત્ કારણ છે. આ વાતને લક્ષમાં રાખી જે સ્વરૂપની સ્થિરતા કરશે તે જીવનું અલ્પકાળમાં કલ્યાણ થશે.

## સંવત ૨૦૧૧ના બીજા ભાદરવા વદ ૪ મંગળવાર તા. ૪-૧૦-૫૫

ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. રાજા ૩૬૩ નગરીનો ધણી છે, તે ન્યાય દ્વારા ૩૬૩ પાખંડી મતોનું સ્વરૂપ સમજાવતાં એકાંત વિનયવાદીઓના ૩૨ ભેદનું સ્વરૂપ સમજાવે છે. સમ્યગ્વિનયવાદીના ચાર પ્રકાર છે. જ્ઞાન વિનય, દર્શન વિનય, ચારિત્ર વિનય અને ઉપચાર વિનય. પહેલા બે વિનયની વાત થઈ ગઈ. હવે ચારિત્ર વિનયની વાત ચાલે છે. સામાયિક આદિ પાંચ પ્રકારનાં ચારિત્ર છે. સામાયિકના બે પ્રકાર છે. નિશ્ચય સામાયિક અને વ્યવહાર સામાયિક. સામાયિક શબ્દ ત્રણ પદનો બનેલો છે. સમ+આય+ઇક. સમ એટલે રાગ, દ્વેષ, મોહ રહિત સામ્યભાવ, કષાય રહિત સામ્યભાવ, આય એટલે લાભ અને ઇક એટલે વાળું. રાગ, દ્વેષ રહિત સામ્યભાવનો જીવને લાભ થયો તે સામાયિક ક્રિયા છે. જે સામાયિક સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની એકતારૂપ સ્વભાવવાળા પરમાર્થભૂત જ્ઞાનના પરિણમન માત્ર છે, તે મોક્ષના કારણભૂત છે, તેને નિશ્ચય સામાયિક કહેવાય છે. આ સામાયિકમાં ટકીને અનંત જીવો મોક્ષે ગયા છે, જાય છે અને જશે. પાંચમા ગુણસ્થાને વર્તતો શ્રાવક જે વખતે પોતાના જ્ઞાનમાં નિર્વિકલ્પપણે સ્થિર થાય છે તે સ્થિરતાને નિશ્ચય સામાયિક કહેવાય છે.

જે વખતે શ્રાવક પોતાના શુદ્ધ ઉપયોગમાં સ્થિર રહી શકતો નથી તે વખતે પોતાનો ભાવ અશુભ પરિણામમાં ન જાય, ચાર પ્રકારની કથામાં ન જાય, સંસારના વેપાર ધંધામાં ન જાય, તેનો બરાબર વિવેક રાખે છે અને તે વિવેકથી તે શ્રાવકનો પુરુષાર્થ, રાગ-દ્વેષ તોડવા તરફ વળે છે, તેમાં અશુભ ભાવ ટળે છે અને શુભ ભાવ રહી જાય છે, તે વ્યવહાર સામાયિક છે નવમા વ્રતમાં, સામાયિક વ્રતમાં બે ઘડી પોતાના ઉપયોગમાં નિર્મળતા લાવવા શ્રાવક પુરુષાર્થ કરે છે, તે શુભ ઉપયોગ રૂપ છે, તે વ્યવહાર સામાયિક છે, કેમકે તે નિશ્ચયના લક્ષ્યપૂર્વક છે. શુભ ઉપયોગ તો રાગ છે. રાગ, વિકાર હોવાથી તે બંધ છે, પરંતુ ને વખતે રાગ અને શુભ ઉપયોગના નકારની જે દૃઢતા વર્તે છે તેથી શુદ્ધિ વધે છે. તે શુદ્ધિ, સંવર અને નિર્જરારૂપ છે.

સ્વરૂપને ધારણ કરવાથી ચારિત્ર તે ધર્મ કહેવાય છે. ધર્મ તે પોતાનો સ્વભાવ છે મિથ્યાજ્ઞાન, મિથ્યાદર્શન અને મિથ્યા ચારિત્રરહિત આત્માનાં પરિણામ તે સમભાવ સામાયિક છે. વીતરાગ ચારિત્ર તે વસ્તુનો સ્વભાવ છે. વીતરાગ ચારિત્ર, નિશ્ચય ચારિત્ર, આત્માનો સ્વભાવ, સામ્યભાવ, સમભાવ, શાંતપરિણામ, સમપરિણામ, તે બધા એકાર્થ વાચક છે. મોહથી જુદા, આત્માનાં નિર્વિકારી પરિણામ, સ્થિરરૂપ, સુખમય છે, તે ચારિત્રનું સ્વરૂપ છે. શુદ્ધ ચિત્ત સ્વરૂપે ચરણ તે ચારિત્ર છે. પરની સહાયતાથી સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી, થશે નહિ, અને થઈ નથી. જો આત્મા પરાધીન થાય તો આકુળતા, વ્યાકુળતા થઈ જાય, અને ત્યાં સામ્યભાવ નથી. પરની સહાય વિના આત્મા નિરાકુળ થાય છે, સામ્યભાવ થાય છે, પોતાની સહાયતાથી જ તે દશા પોતે પામે છે. જે પોતાની અનંત શક્તિરૂપ સંપદાથી પરિપૂર્ણ છે, તે બીજાની અપેક્ષા કેમ રાખે ? કદી ન રાખે.

આ પરથી સિદ્ધ થાય છે કે પરની સહાયતાથી મોક્ષ થતો નથી. પરંતુ શુદ્ધ સ્વભાવમાં રમણતારૂપ સ્થિરતા છે, તે સામ્યભાવ સાક્ષાત મોક્ષનું સાધક છે. તેથી મોક્ષની ક્રિયામાં, શુદ્ધ ચૈતન્ય ક્રિયા, શુદ્ધ ચારિત્ર અનુભવરૂપ ક્રિયા, વીતરાગ ચારિત્ર, નિશ્ચય ચારિત્ર, આત્માનાં સમપરિણામ શુદ્ધ ચિત્ત-સ્વરૂપનું ચરણ—આવાં પરિણામને જે આચરે છે, તેને જ સાચી સામાયિક વર્તે છે.

જ્ઞાનની અનાદિથી ચાલી આવતી ભૂલને ટાળવી, મિથ્યાજ્ઞાનને ટાળી સમ્યગ્જ્ઞાન પ્રગટ કરવું તે જ્ઞાનની ક્રિયા છે. તે જ્ઞાનની ક્રિયા ચોથા ગુણસ્થાને વર્તે છે. તે જ્ઞાનમાં સ્થિર રહેવા રૂપ ક્રિયા વધતાં વધતાં પૂર્ણ સ્થિરતા થાય તે યથાખ્યાત ચારિત્ર છે. છઠ્ઠે, બે પ્રકારનાં ચારિત્ર હોય છે, સામાયિક અને છેદોપસ્થાપનીય, સાતમે પરિહારવિશુદ્ધ, દશમે સૂક્ષ્મસંપરાય, અગિયારમે ઉપશમ યથાખ્યાત, બારમે, તેરમે અને ચૌદમે ક્ષાયક યથાખ્યાત ચારિત્ર હોય છે. સમ્યગ્દૃષ્ટિને જ આ ક્રિયા હોય છે. અવિરતિ સમ્યગ્દૃષ્ટિને દૃષ્ટિની અપેક્ષાએ ક્રિયા હોય છે. શુદ્ધ જ્ઞાનમાં સ્થિરતારૂપ ચારિત્ર,

તેને જ ક્રિયા કહેલ છે. સાચું સમ્યક્ચારિત્ર સાચાં જ્ઞાન, દર્શનપૂર્વક જ હોઈ શકે. એકલા સમ્યગ્દર્શનથી મોક્ષ થઈ શકતો નથી તેમજ સમ્યગ્દર્શન વિનાના ચારિત્રથી મોક્ષ થઈ શકતો નથી. તે બન્નેનું એકપણું થાય ત્યારે જ મોક્ષ થાય. તે બતાવવાને માટે કહ્યું છે કે જ્ઞાન અને જ્ઞાનમાં સ્થિરતારૂપ ચારિત્ર, તે બન્નેની ક્રિયાથી મોક્ષ થાય. સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનમાં સ્થિરતારૂપ ચારિત્રથી મોક્ષ થાય છે. તે બન્ને આત્માના ગુણની શુદ્ધ અવસ્થા છે. એક દર્શનની અને એક ચારિત્રની અવસ્થા છે. જ્યાં શુદ્ધ જ્ઞાન છે ત્યાં ચારિત્ર છે. જ્યાં શુદ્ધ જ્ઞાનનો પ્રકાશ દેખાય છે ત્યાં તેને અનુસાર શુદ્ધ ચારિત્રનો અંશ હોય છે. આ શુદ્ધ ચારિત્રને ક્રિયા કહેવામાં આવે છે. એટલે જ્યાં જ્ઞાન અને ચારિત્રની એકતાની ક્રિયા છે ત્યાં મોક્ષ માર્ગ છે. સમ્યગ્જ્ઞાન આત્માના મર્મને જાણે છે.

"છૂટે દેહાધ્યાસ તો, નહિ કર્તા તું કર્મ,
નહિ ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ."

ચારિત્ર, આત્માના પદમાં સ્થિરતા કરાવે છે. સમ્યગ્દર્શન, આત્માની શ્રદ્ધા કરાવે છે. આત્મા એક જ દ્રવ્ય છે અને જ્ઞાન, ચારિત્ર તે આત્માના બે ગુણોની શુદ્ધ પર્યાય છે. સામાયિક ચારિત્રગુણની પર્યાય છે. જ્ઞાન, જ્ઞાનગુણની પર્યાય છે. આવું શુદ્ધ ચારિત્ર સમ્યગ્જ્ઞાનીને જ હોય છે. સમ્યક્ત્વ વિના ચારિત્ર નથી. પર્યાયનું પલટાવું તે ક્રિયા છે. દરેક દ્રવ્યની પર્યાય સમયે સમયે પલટાયા કરે છે. દરેક દ્રવ્યની પર્યાય તે જ તેની ક્રિયા છે. દરેક દ્રવ્યની પર્યાય પોતામાં જ થાય છે, તેથી એક દ્રવ્યની ક્રિયા બીજા દ્રવ્યમાં હોય નહિ. ધર્માસ્તિકાયની ક્રિયા અધર્માસ્તિકાયમાં હોય નહિ, તેમજ એક દ્રવ્યની ક્રિયા બીજું દ્રવ્ય કરે નહિ. સામાયિકની ક્રિયા શરીરમાં હોય નહિ, અને શરીરની ક્રિયા સામાયિકમાં હોય નહિ. સામાયિક તે આત્માની ચીજ છે. તે અવિકારી ક્રિયારૂપ સામાયિક આત્માની અવસ્થામાં હોય. આ જગતમાં જડ અને ચેતન બે પ્રકારનાં દ્રવ્યો છે. તેથી ક્રિયા પણ બે પ્રકારની છે. જડ દ્રવ્યની પર્યાય તે જડની ક્રિયા છે. જીવની પર્યાયનું પલટાવું તે બધી જીવની

જૈન છે. તે જ સમભાવરૂપ આત્માની સામાયિક છે. આ રીતે આત્માની સામાયિક અને જૈનપણું કોઈ વાડામાં, વેશમાં, સંપ્રદાયમાં કે જડની ક્રિયામાં નથી, પણ આત્મ-સ્વરૂપની ઓળખાણમાં જૈનપણું, સમભાવ અને દર્શન-જ્ઞાનસામાયિક છે.

સમ્યગ્દૃષ્ટિ ચોથા ગુણસ્થાને, દેશ-વિરતિ પાંચમે અને સર્વ વિરતિ પ્રમત્ત-અપ્રમત્ત મુનિ છટ્ઠે, સાતમે ગુણસ્થાનકે અનુભવ કેવી રીતે કરે છે?

**વસ્તુ વિચારત ધ્યાવતૈં, મન પાવૈ વિશ્રામ,**
**રસ સ્વાદત સુખ ઊપજે, અનુભૌ યાકો નામ.**

અર્થાત વસ્તુ વિચારતાં, ત્રિકાળી સ્વરૂપનું ધ્યાન ધરતાં, મન વિશ્રામ પામે છે અને શાંત રસના સ્વાદથી સુખ ઊપજે છે, તે અનુભવનું પ્રત્યક્ષ લક્ષણ છે. જેમ સાકરના એક ગાંગડાને ચાખી લેતાં હજાર મણ સાકરના સ્વાદનો પણ અનુભવ થાય છે અને આખો સમુદ્ર ખારા પાણીથી ભર્યો હોય, તેમાંથી એક ટીપું ચાખતાં આખા સમુદ્રનો અનુભવ આવે છે, તેમ સમ્યગ્દૃષ્ટિ જીવ, અંશે, આત્માને સદશ કેવળી પ્રત્યક્ષ અનુભવે છે. એટલે દર્શનસામાયિકના બળે દ્રવ્ય-ગુણ-પર્યાય, અભેદરૂપે, રત્નત્રયપણે પરિણમે ત્યાં સ્વરૂપ નિજ પદ-સ્વરૂપરમણ સુખ, તે પ્રત્યક્ષ અનુભવે છે.

ધર્મી જીવના ધર્મનો સંબંધ કોની સાથે છે? ધર્મી જીવનું કર્તવ્ય શું? આયુષ્ય સાથે ધર્મનો સંબંધ નથી. ધર્મ તો આત્મ-સ્વભાવની શ્રદ્ધા, જ્ઞાન, ચારિત્રથી છે. ધર્મી જીવો આયુષ્યને લંબાવવાની કે ટકાવવાની ભાવના કરતા નથી. પણ પોતાના સમ્યગ્દર્શનાદિ દર્શન-જ્ઞાનસામાયિકથી ભાવને અખંડપણે ટકાવી રાખવો, તે જ તેનું કર્તવ્ય છે. તેની જ તે ભાવના કરે છે. આયુષ્ય, શરીર, સ્ત્રી, પરિવાર આદિને ટકાવી રાખવા તે જીવનું કર્તવ્ય નથી. બધી પર વસ્તુ છે. કોઇ જીવ તેને ટકાવી શકતો નથી. જે પુણ્ય પરિણામ થાય તેને ટકાવી રાખવાં તે પણ તેનું કર્તવ્ય નથી. ધર્મી જીવો પુણ્યપરિણામને ટકાવી રાખવાંની ભાવના કરતા નથી.

પુણ્યભાવને લંબાવવાની ભાવના કરતા નથી. પણ પોતાના સ્વભાવ-ભાવની વૃદ્ધિની ભાવના કરે છે અધર્મી જીવો વિકાર અને પરને લંબાવવા માગે છે. દર્શનાદિને પામી ચૂકેલા ધર્મી જીવનો સંબંધ પરદ્રવ્ય સાથે નથી. પણ દર્શનાદિ સાથે જ સંબંધ છે. તેને જાણે નહિ, ઓળખે નહિ, સમજે નહિ, સમજવાની ચેષ્ટા કરે નહિ તો તે જીવને દર્શનાદિ સામાયિકરૂપ ધર્મ કયાંથી થાય? પુણ્ય, પાપનાં પરિણામમાં ધર્મનો અભાવ છે. તેના ફળમાં ધર્મનો અભાવ છે. દર્શનાદિ સામાયિકનો અભાવ છે. આત્માના સ્વભાવની શ્રદ્ધા, જ્ઞાન, ચારિત્રરૂપ જે ભાવ છે તેમાં ધર્મનો સદ્‌ભાવ છે. જેમાં મારો અભાવ તેમાં પડયા રહીને મારે શું કરવું છે? દર્શનાદિ સામાયિક ધર્મ છે અને તેનો સંબંધ ધર્મી સાથે છે. ધર્મ તો આત્માની શુદ્ધ દશા છે. સ્વભાવ અને વિભાવ વચ્ચે ધર્મીને આવો વિવેક હોય છે.

ચારિત્રમોહ નામની કર્મની એક પ્રકૃતિ છે. તે તો જડ છે. પણ અજ્ઞાની જીવ, સ્વભાવને ભૂલીને, તે પ્રકૃતિના ઉદયમાં જોડતાં, પર વસ્તુને ઇષ્ટ, અનિષ્ટ માનીને રાગ, દ્વેષ, મિથ્યાત્વ કર્યા જ કરે છે. આત્મા સ્વતંત્ર સ્વાધીન પદાર્થ છે. તે પરથી જુદો છે. આત્મા સુખ, આનંદ, શાંતિ સ્વરૂપ છે, તે જ્ઞાન સ્વરૂપ છે. તેના જ્ઞાનમાં સર્વ પદાર્થ જણાવા યોગ્ય છે. જ્ઞાનમાં કોઈ પદાર્થ ઇષ્ટ કે અનિષ્ટ નથી. આવો જ્ઞાન સ્વભાવ જે ઇષ્ટ છે તેને સત્ સમાગમે બરાબર ઓળખીને શ્રદ્ધે, ઉપાસે તો દર્શન-જ્ઞાનસામાયિક પ્રગટે, તે આત્માના સ્વભાવરૂપ નિજ ધર્મ છે.

આત્મામાં સામ્યભાવરૂપ-સામાયિકરૂપ ક્રિયા તે અવિકારી છે. તેને પ્રભુ ધર્મ કહે છે. તે ક્રિયા આત્માના અવલંબને પ્રગટે છે. તેમાં બીજા કોઈનું અવલંબન નથી. મિથ્યાત્વ, અસંયમ અને વિકારી ક્રિયાથી સમકિતરૂપ ક્રિયા પ્રગટતી નથી. તેથી જ્ઞાનીઓ સામ્યભાવરૂપ અવિકારી ક્રિયાને પોતાના જ્ઞાનમાં બરાબર જાણે છે. જેની ભૂમિકામાં સામાયિકરૂપ અવિકારી ક્રિયા થાય છે એવા પોતાના સ્વભાવનું જેને ભાન નથી તે સમભાવરૂપ નિર્દોષ ક્રિયા કરશે કયાં? માટે શોધી પહેલાં પરના

પ્રદેશમાં રમણતા રાખવી તેને નિશ્ચય ચારિત્ર કહેવાય છે. હે આત્મન્! જે જીવ પોતે સામ્યભાવ–સમતાભાવ રાખી સર્વ જીવને જ્ઞાનસ્વરૂપે જાણે છે તેને જિનેશ્વર ભગવાન સામાયિક કહે છે, એવી સામાયિક, ભવનો પાર પ્રગટપણે પમાડે છે. હે આત્મન્! સર્વ જીવ પર સામ્યભાવ રાખવો, કોઈ પ્રકારે વિરોધતા ન કરવી એ જ સામાયિક છે; એ સામાયિક ભવ પાર પમાડે છે. કારણ કે જ્યાં સામ્યભાવ રૂપ સામાયિક હોય ત્યાં સર્વ જીવને જ્ઞાનસ્વરૂપ માનવામાં આવે છે. જીવ શબ્દનો અર્થ જ્ઞાન છે. જીવે છે તે જીવ છે. જાણે છે તે જીવ છે. જેમ સુવર્ણ છે તે વીંટીરૂપ બન્યું પણ સુવર્ણ તો છે જ. માટે સર્વ જીવ જ્ઞાની છે. જો જ્ઞાની ન હોય તો જડ હોય. પરંતુ સૌ જાણતા માલુમ પડે છે. અલબત કોઈ અલ્પજ્ઞાની, કોઈ વિશેષ જ્ઞાની વ્યવહારથી કહેવાય. પરંતુ નિશ્ચયથી તો જીવ તે જ જ્ઞાન અને જ્ઞાન તે જ જીવ છે. જેમ એક વીંટી બીજી વીંટી કરતાં ઘણી મોટી હોય પણ નિશ્ચયથી તો સોનું છે. જ્ઞાન તે શું? જાણવું તે જ્ઞાન, જીવ એકાન્તે જ્ઞાનમય છે. આવો જીવ કોને દેખાય? જેનામાં સામ્યભાવ રૂપ સામાયિક છે તેને. આત્મામાં યથાર્થ સ્વરૂપ સ્થિરતા ન હોય ત્યાંસુધી દેખાતું નથી. સ્થિરતા પ્રગટ થતાં વસ્તુ બરાબર દેખાય છે એટલે સમતા થાય છે, વિષમતા જતી રહે છે. આવી સામ્યભાવ રૂપ સામાયિકમાં વિશેષ સ્થિર થતાં ભવસાગર તરીને મોક્ષે જવાશે. માટે સામ્યભાવ રૂપ સામાયિકનો રસ પીઓ, ધરાઈને પીઓ અને મોક્ષ સુખની વાનગી અહીં બેઠાં મેળવો.

---

## ૨૨) સંવત ૨૦૧૧ના બીજા ભાદરવા વદ ૭ શુક્રવાર તા. ૭–૧૦–૫૫

ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. તે રાજા ૩૬૩ નગરનો ધણી છે, તે ન્યાય દ્વારા ૩૬૩ એકાંત પાખંડીના મતનું સ્વરૂપ સમજાવે છે. તેમાં ૩૨ ભેદ એકાંત વિનયવાદીના છે. સમ્યક્ વિનયવાદીના ચાર ભેદ છે. (૧) જ્ઞાન વિનય (૨) દર્શન વિનય (૩) ચારિત્ર વિનય (૪) ઉપચાર વિનય. તેમાં જ્ઞાન વિનય તથા દર્શન વિનયની વાત થઈ ગઈ. હવે ચારિત્ર વિનયની વાત ચાલે છે, તેના સાત ભેદ છે. પાંચ ચારિત્ર (૬) સંયમાસંયમ,

(૭) અસંયમ. દર્શન સામાયિક, જ્ઞાન સામાયિક, દેશવિરતિ સામાયિક અને સર્વવિરતિ સામાયિક એમ આ ચાર સામાયિકરૂપ જે અંતરંગ સ્વરૂપમાં સ્થિરતારૂપ નિશ્ચય સામાયિક છે. બાર અણુવ્રત તથા પાંચ મહાવ્રતનું પાલન તે વ્યવહાર સામાયિક છે. આ ચારે સામાયિકને જાણો, ઓળખો અને જીવનમાં અપનાવો.

જ્ઞાન સામાયિક શું છે ? પર દ્રવ્યના અવલંબન વિના નિઃશેષપણે અંતર્મુખ યોગ્ય: શક્તિમાંથી ઉપાદેય એવું જે નિજ પરમાત્મ-તત્ત્વનું પરિજ્ઞાન તે જ્ઞાન સામાયિક. આ આત્માને સમ્યક્જ્ઞાન સામાયિક થવામાં કોઈ પરદ્રવ્યનું અવલંબન નથી, આશ્રય નથી. અંતરમાં પોતાનું પરમાત્મ-તત્ત્વ છે તેમાંજ જોડાણ કરવું એટલે જ્ઞાનને અંતર્મુખ કરીને વર્તમાન વર્તતી જ્ઞાનની પર્યાયમાં નિજ પરમાત્મ તત્ત્વને ઉપાદેય કરવું તે સમ્યક્-જ્ઞાન સામાયિક છે. સ્વસંવેદન જ્ઞાન એટલે સમ્યક્જ્ઞાન સામાયિક રાગદ્વેષ વગરનું જ્ઞાન, તે એકલા અંતર સ્વભાવને જ ઉપાદેય કરીને તેને જ અવલંબે છે, અને બીજા બધાથી નિરપેક્ષ રહે છે. વર્તમાન વર્તતી દશાથી, ક્રોધ, માન, માયા, લોભથી નિરપેક્ષ રહે છે, પરના અવલંબનની નાસ્તિ છે. અને સ્વભાવના અંતર્મુખપણાની અસ્તિ છે. અંતરમાં વળીને ઉપાદેય-સ્વરૂપ એવો જે પોતાનો પરમ સ્વભાવ તેનો જ્યાં આશ્રય લીધો, અવલંબન લીધું ત્યાં બધા પરદ્રવ્યનું અવલંબન છૂટી ગયું. માટે કહ્યું કે પરદ્રવ્યને, નિમિત્તને, રાગને; વ્યવહારને અવલંબ્યા વિના ઉપયોગને એકદમ અંતર્મુખ કરીને નિજ પરમાત્મ-તત્ત્વનું જે યથાર્થ જ્ઞાન થાય છે તે સમ્યક્જ્ઞાન સામાયિક છે, આ સામાયિક પર્યાય છે, કાર્ય છે, તે નવું પ્રગટે છે, અનાદિનું હોતું નથી, મોક્ષ માર્ગનો આ એક અવયવ છે મોક્ષ માટે, પોતાના પરમ સુખ માટે આવી સામાયિક, તે મનુષ્ય જીવનનું કર્તવ્ય છે.

દર્શનસામાયિક ભગવાન પરમાત્માના સુખના અભિલાષી જીવને શુદ્ધ અંતરતત્ત્વના આનંદનું જ જન્મભૂમિ સ્થાન જે નિજ શુદ્ધ જીવાસ્તિકાય છે; તેનાથી ઉપજતું જે પરમ શ્રદ્ધાન તે સમ્યગ્દર્શન સામાયિક છે. આવી જ્ઞાન-દર્શનસામાયિકની સાથે દેશવિરતિ સામાયિક કે સર્વવિરતિ સામાયિકનો અંશ હોય છે.

આત્મા સાથે સંબંધ જોડવો જોઇએ. તે અપૂર્વ જ્ઞાન-દર્શનસામાયિક છે. આવો સ્વભાવ સમજે અને અંદરમાં ઠરતો જાય તેને દેશવિરતિ સામાયિક થાય, વિશેષ ઠરે તો સર્વવિરતિ સામાયિક થાય. જ્યાં પૂર્ણ ઠર્યો ત્યાં તેને યથાખ્યાત ચારિત્ર થાય છે, અને સિદ્ધ દશા પામી જાય છે. કયા કયા ગુણ સ્થાનકે કેવી કેવી સામાયિક હોય તેને જેમ છે તેમ સમજી સ્વમાં સંબંધ જોડશે તે જ્ઞાન, દર્શન, દેશવિરતિ સર્વવિરતિ અને છેવટ યથાખ્યાત ચારિત્રને આરાધીને મોક્ષમાં જશે.

---

## ૧૩) સં. ૨૦૧૧ના બીજા ભાદરવા વદ ૮ ને શનિવાર તા. ૮-૧૦-૫૫

ઉદાયન રાજાની વાત ચાલે છે. તેણે પોતાનાં જ્ઞાનમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, ઉપચાર, વિનયને સમ્યક્ પ્રકારે જાણ્યા છે. વિનયની વાત ચાલે છે. સિદ્ધાંતમાં કહ્યું છે કે આત્મા તે સામાયિક છે. રાગદ્વેષની પરિણતિ વિના, મિથ્યાત્વના અસંયમની પરિણતિ વિના આત્માની જે સમભાવરૂપ પરિણતિ છે તે જ આત્માની સામાયિક છે. આવી સત્ય સામાયિક પ્રગટાવવાને માટે વ્યવહાર સામાયિક-ક્રિયાની આવશ્યકતા છે. હમેશાં આત્માના સમભાવમાં ટકીને, સામાયિકમાં ટકીને, આત્માની સામાયિક પ્રગટ કરવી, સમભાવરૂપ સ્વ સમયમાં ટકીને, અંતરંગ સ્થિતિમાં ટકીને, પોતાની પૂર્ણ સમભાવ દશા પ્રગટ કરવી, તે જ સામાયિકનો મુખ્ય ઉદ્દેશ છે. ગૃહસ્થ હોય કે મુનિ હોય; પરંતુ તેને ખરા સમભાવરૂપ સામાયિકની પ્રાપ્તિ વિના મુક્તિ મળવાની નથી. સમભાવ રાખવો, સમભાવના માર્ગો ગ્રહણ કરવા, ક્લેશ, કજિયા અને વિષમતાથી દૂર રહેવું, કોઈની નિંદા કરવી નહિ, કોઇને હલકી પાડવા નહિ, કોઇને પીડા થાય તેવું મન, વચન, કાયાથી કરવું નહિ, પુદ્ગલની કોઈ પણ રચના ઉપર રાગદ્વેષની વૃત્તિ ધારણ કરવી નહિ, આત્માની મૂળ શુદ્ધ દૃષ્ટિથી સર્વ દેખવું, આત્મદૃષ્ટિથી સર્વ જીવના મૂળ ધર્મને જોવો, ત્યાં સમભાવ છે. જીવોની સાથે લાગેલાં કર્મો અને તેથી થયેલી બાહ્ય શરીરાદિની સ્થિતિ ઉપર લક્ષ દેવું નહિ,

જીવને જીવના મૂળ શુદ્ધ ધર્મરૂપે જોવો, પુદ્ગલને પુદ્ગલરૂપે જોવું. કોઈ પણ દ્રવ્યને બીજા દ્રવ્યમાં આરોપણ કર્યા વિના, વસ્તુને વસ્તુરૂપે દેખીને આત્માના સ્વભાવધર્મથી એક ક્ષણ માત્ર દૂર થવું નહિ. આવું સમભાવરૂપ આત્માનું સ્વરૂપ તે જ સામાયિક છે. અંતર્મુખ ઉપયોગથી આત્માના સ્વભાવપરિણામમાં રમવું, ટકવું તે ઉત્તમ સામાયિક છે. આ સામાયિક સાક્ષાત્ મોક્ષનું કારણ છે. જે જે વખતે વ્યવહારથી સામાયિક કરવામાં આવે તે તે વખતે ક્રોધાદિ દોષોને ટાળવા, વૈરાગ્યની ભાવના ભાવવી, તે શુભ ઉપયોગરૂપ વ્યવહાર સામાયિક છે. સામાયિક માટે જે જે નિમિત્ત કારણ જોઈએ તેનું અવલંબન કરીને આત્મામાં સામાયિક જોવી, આત્મારૂપ સામાયિકમાં લક્ષ અને પ્રેમ રાખીને તેમાં જ તલ્લીન થઈ જવું, સંકલ્પ, વિકલ્પ, રાગ-દ્વેષનાં પરિણામ રહિત શુદ્ધ સ્વરૂપ તે જ હું, તેવા શુદ્ધ ઉપયોગ વડે સામાયિકનો કાળ સફળ કરવો. તેમાં ઉપયોગ ન ટકતો હોય તો રાગ-દ્વેષને ટાળીને શુભ ઉપયોગમાં ટકવું તે વ્યવહાર સામાયિક છે.

સામાયિક દરરોજ ગૃહસ્થે કરવું, સાધ્ય ઉપયોગ વડે આત્માને ભાવવો, કે જેથી દરરોજ પોતાનો આત્મા સર્વ બાબતોમાં સાક્ષીભૂત બને. સર્વભૂત સ્થાવર જીવોમાં રાગ દ્વેષ વિના જે જીવ સમભાવે વર્તે છે તેને સામાયિક છે. કુટુંબીઓમાં કોઈ રાગી હોય, કોઈ દ્વેષી હોય, એટલે રાગી, દ્વેષી, સર્વ જીવોમાં સમભાવે વર્તે ત્યારે સામાયિકદશા આવી કહેવાય, તેમ આત્માને અવબોધવો. સમભાવપૂર્વક કર્તવ્યો બજાવવાથી વિશ્વ વર્તી સર્વ જીવોનું શ્રેય સાધી શકાય છે. સર્વ જીવોમાં અને અજીવોમાં જેને સમભાવ પ્રગટ્યો હોય તે ઋષી છે, મહાત્મા છે, સાધુ સાધવી છે, આદિ પદનો અધિકારી તે બની શકે છે. સમભાવથી સાચી ઊંચ પદવી મળી શકે છે. સમભાવ વિનાના મનુષ્યો ઉચ્ચપદે વ્યવહારથી કદાપિ ચડે છે તોપણ તે જીવો ત્યાંથી જરૂર પડે છે, એટલે પતિત થાય છે. જેમ જેમ અધિકાર ઉચ્ચ તેમ તેમ સમભાવરૂપી યોગ પણ ઉચ્ચ હોય છે. તે રીતે જ વિશ્વનું હિત સાધી

હોય છે, તે સંયમ–ચારિત્ર મોક્ષનું કારણ છે. દર્શન-જ્ઞાનસામાયિક તે સંયમનું કારણ છે. દેશસંયમ, પાંચમું ગુણસ્થાનક, સર્વવિરતિસંયમ, છઠ્ઠું ગુણસ્થાનક, સાતમું ગુણસ્થાનક અપ્રમત્ત સંયમ. પ્રથમની બે સામાયિકને મોક્ષ માર્ગ કહેવો તે ઉપચાર છે. જેને પ્રથમની બે સામાયિક પ્રાપ્ત થઈ હોય તેને દેશવિરતિસંયમ અને સર્વવિરતિસંયમ અલ્પ કાળે જરૂર પ્રગટે છે. મોક્ષ માર્ગ માટે સાક્ષાત્ કારણ તો વીતરાગ ચારિત્ર છે. પ્રથમની બે સામાયિક વિના વીતરાગભાવરૂપ શાંત પરિણામ થતાં નથી. નિશ્ચયથી પોતાનો આત્મ-સ્વભાવ ત્રિકાળ જ્ઞાયક સ્વભાવ છે, તેની ઓળખાણ કરવી, રાગ-દ્વેષ ક્રોધાદિની રુચિ છોડવી, અસંયમનાં પરિણામની રુચિ છોડવી, તે જ સમભાવની આરાધના છે. આત્મ–સ્વભાવનો અનાદર કરીને સંસારની રુચિ કરવી તે મિથ્યાત્વનું અસંયમ છે. આત્મ–સ્વભાવના સાર વડે સંસારની રુચિ છોડી દેવી, તે જ સમભાવ–શાંતભાવરૂપ સામાયિક છે. આત્માના ભાવપૂર્વક ચારે સામાયિકની આરાધના કરવી તે સાધક જીવનું સાચું લક્ષણ છે. પણ આ માંહેનું કંઈ નથી, ત્યાં ચારે સામાયિક નથી પણ મિથ્યાત્વ છે.

જે આરાધકભાવ આત્મામાં પ્રગટ કરે તે જરૂર મોક્ષને પામે. આત્માની વર્તમાન દશામાં રાગદ્વેષ થાય છે, તેની જો રુચિ થતી હોય, પુદ્ગલનાં મીઠાં પરિણામની રુચિ થતી હોય, તો તે મિથ્યાત્વનું અસંયમ છે. જ્ઞાયક સ્વભાવની રુચિ વડે મિથ્યાત્વના અસંયમનો નાશ કરવો તે જ સમભાવ પ્રગટવાનું બીજ છે. સ્વભાવની રુચિ થયા પછી વિશેષ સ્થિરતાવડે સર્વથા રાગદ્વેષનો ક્ષય થયો હોય તો યથાખ્યાત ચારિત્ર પ્રગટે. જો સર્વથા નાશ થયો ન હોય તો એક અવતાર કરીને મોક્ષે જાય. મોક્ષમાર્ગ જ્ઞાન, દર્શન, ચારિત્રની એકતામાં જ છે અને તે ચારિત્ર દશામાં જ હોય છે. બે અને ત્રણ સામાયિકવાળા સમ્યગ્દૃષ્ટિ જીવોને નિયમથી પૂર્ણ ચારિત્ર પ્રગટવાનું છે. તેથી ચોથા, પાંચમા ગુણસ્થાનકે ઉપચારથી ભગવાને મોક્ષ-માર્ગ કહ્યો છે. સામ્યભાવ, સમતા, બે સામાયિક પૂર્વકની જ્યાં સમતા નથી તેવી સમતા મિથ્યાદૃષ્ટિને હોતી નથી. સમ્યક્ સામ્યભાવ સહજ

વીતરાગતારૂપ છે. આત્માના સ્વરૂપને ભૂલીને સંસારની રુચિ કરવી તે મહાન વિષમતાવાળો ભાવ છે. અશાંત પરિણામ છે. સંસારની રુચિ છૂટે અને વીતરાગી સામ્યભાવ પ્રગટે. મુનિદશામાં શરીરને કોઇ ધગધગતા અંગારાથી સળગાવી નાખે, સિંહ આવીને ખાઈ જાય, ઘાણીમાં ઘાલીને પીલી નાખે તોપણ તે તરફથી કોઈ લાગણી જ ન ઊઠે, અશુભ તો ન ઊઠે, પણ શુભ લાગણી પણ અંતરમાં ન ઊઠે તે વીતરાગ દશા છે, તે જ સામ્યભાવરૂપ સામાયિક છે. તેમાં દુઃખ નથી પણ આનંદ છે. પોતાના ત્રિકાળી સ્વભાવને આશ્રયે ટકીને અજ્ઞાનીનાં અને અધર્મીનાં કઠોર વચન સહન કરે તો તે સામ્યભાવ સામાયિક છે. પોતાના પુરુષાર્થને સમભાવમાં સમેટીને જેઓ સમભાવમાં પરિણમે છે તેને સમભાવરૂપ સામાયિક હોય છે. જેણે પોતાના ચૈતન્ય સ્વરૂપના ભાન વડે પુણ્ય, પાપ બન્નેને સમ ગણ્યા છે, જેને જ્ઞાન-દર્શન સામાયિક પ્રગટ થઇ છે તેવા જીવોનું ચિત્ત ધીર અને વીર હોય છે.

અનંતાનુબંધી ટળી જવાથી ધીરજ અનંતી છે, મન ક્ષોભ પામતું નથી, પુરુષાર્થમાં વીરતા છે એટલે સ્વભાવમાં ઠરવાનું કાર્ય કરે છે. બહારમાં કોઇ ગાળ દે તોપણ કોને? કોઇ સ્તુતિ કરે તોપણ કોની? કોઇ વધ કરે, બંધન કરે તોપણ કોનો? કોઇ સેવા કરે તોપણ કોની? શરીર તે હું નથી, મારા આત્માને કોઈ બંધન વડે નુકસાન કરી શકતો નથી. સાચું ભાન તો પ્રથમની બે સામાયિકવાળાને હોય છે. ત્યાર પછી વિશેષ પુરુષાર્થ વડે દેશસંયમ પ્રગટતાં, અપ્રત્યાખ્યાની કષાયનો અભાવ થાય છે. ત્યાર પછી વિશેષ સ્થિરતા પ્રગટતાં પ્રત્યાખ્યાની કષાયનો નાશ થાય છે. ત્યાર પછી અપ્રમત્ત ગુણસ્થાને વિકલ્પ પણ ન ઊઠે એવો સહજ સામ્યભાવ પ્રગટ્યો છે તે જ આત્મભાવ ચારિત્ર ધર્મ છે. તે જ મોક્ષની સહાયક સીડી છે. સમ્યક્ આત્મભાવપૂર્વક વીતરાગતા પ્રગટ કરવી તે જ મોક્ષ માર્ગ છે, તેને અતિચારાદિ દોષ રહિત ચારે સામાયિક અંદરમાં ધારણ કરવી તે સમ્યક્ ચારિત્રવિનય છે, છતાં દોષ લાગે તો પશ્ચાત્તાપનાં પરિણામ કરવાં.

પદવી ગણધર દેવની છે તે ગૌતમસ્વામીને મળી, છતાં કેટલી નિરાભિમાનતા! તેઓ શું કહે છે? 'ધન્ય પ્રભુ! આપની વાણી ધન્ય છે. આપની વાણીને વંદન કરૂં છું. આપનો માર્ગ, પ્રભુ! ઉત્તમ છે.' બધી વાતોનું સમાધાન થઇ જાય છે. આપના અપૂર્વ ઉપકારી વચનોનો ભવ્ય જીવોને ટચ થતાં સર્વથા સંદેહ ટળી જાય છે. આપના ઉપકારને વાણીદ્વારા કેવી રીતે વર્ણવી શકાય? ગણધર દેવને ઉત્કૃષ્ટ સાધક દશા વર્તે છે, તે જ્ઞાન, દર્શન, ચારિત્રની ઉત્કૃષ્ટ આરાધના કરે તો તે જ ભવે મોક્ષે જાય, પાંચમું કેવળજ્ઞાન લેવાનો તેમનો પુરુષાર્થ વર્તે છે. ભગવાન મહાવીરની હૈયાતીમાં નવ ગણધર કેવળજ્ઞાન લઇને મોક્ષે ગયા. આ તે કેવી ઉત્કૃષ્ટ સાધક દશા! તેવી દશા, નિર્ગ્રંથ દશા, ક્યારે પ્રાપ્ત થાય, તેવી ભાવના ભાવવી તે ભાવનાવિનય છે. તેઓ કહે છે, ભગવાન! આપનું જ્ઞાન તો સમુદ્ર જેવું છે. મારૂં જ્ઞાન તો ચકલીની ચાંચમાં પાણી આવે તેટલું છે. હે ભગવાન! પૂર્ણ જ્ઞાન મારામાં ક્યારે આવશે? આવી ભાવના ભાવવી તે ભાવના વિનય.

મુનિપણામાં જ્યાં પ્રત્યક્ષ આત્માનો અનુભવ વર્તે છે તેવી ઉત્કૃષ્ટ સાધક દશાનો જે આદર કરે છે, તે દશા પોતાને પ્રાપ્ત થઈ નથી તેથી તેની રુચિ વધારે છે, તેવી દશાનો આદર-સત્કાર કરે છે અને પૂર્ણતાના લક્ષે ભાવના ભાવે છે. યથાર્થ સ્વરૂપની જેને ઓળખાણ વર્તે છે તેવા સમ્યગ્દષ્ટિ પણ આવી ભાવના ભાવે છે, તે ભાવનાવિનય છે. શ્રેણિક જે સમ્યગ્દર્શનને પામેલા છે, એક અવતાર કરીને મોક્ષ જવાના છે તે ભગવાનને પ્રશ્ન કરે છે-'આપના ચૌદ હજાર સાધુ અને છત્રીશ હજાર સાધ્વીમાં ઉત્કૃષ્ટ કરણી કરનાર કોણ છે?' ભગવાન કહે છે. 'ફૂલની શૈયા પણ જેને ખુંચતી હતી તેવો ધન્નો અણગાર છઠ્ઠના પારણે આયંબિલ કરે છે, તે ઉત્કૃષ્ટ કરણી કરનાર છે. શરીર ટકશે કે કેમ તેનો તેને વિકલ્પ પણ આવ્યો નથી. નવ માસમાં તેણે આત્માનું કામ કરી લીધું.' આ સાંભળીને શ્રેણિકનું મસ્તક નમી જાય છે. આનું નામ લોકોત્તરવિનય છે. તેમાં ભાવના એવી છે કે 'હું પણ આ દશાને ક્યારે પામું?'

**ભાવે ભાવના ભાવીએ, ભાવે દીજે દાન;**
**ભાવે જીનવર પૂજીએ, તો ભાવે કેવળજ્ઞાન.**

પોતાના ત્રિકાળી સ્વરૂપના લક્ષમાં ભાવના ભાવીએ, પોતાના ત્રિકાળ અકષાયી સ્વરૂપના લક્ષે સંતોષથી દાન આપીએ, અકષાયરૂપના લક્ષે જીનવરને પૂજીએ તો ભાવે કેવળજ્ઞાન થાય. આમ મુનિઓ ભાવના કરે છે, તે ભાવનાવિનય છે. લોકો સાચી વાતની હા પાડે કે ના પાડે તોપણ ત્રણે કાળના જ્ઞાનીઓએ લોકોત્તરવિનયને સ્વીકાર્યો છે. સ્વ-સ્વરૂપને અભેદ ભાવે નમસ્કાર કરતાં આનંદઘનજી મહારાજ કહે છે :-

"અહો અહો હું મુજને કહું, નમો મુજ, નમો મુજ રે;
અમિત ફળ દાન દાતારની, જેહની ભેટ થઇ તુજ રે,
શાંતિ જીવ મુજ એક વિનંતિ રે."

શાંતિનાથ ભગવાનને વિનંતિ કરતાં કહે છે. અકષાય સ્વભાવના ભગવાનની સ્તુતિ કરે છે તે લોકોત્તરવિનય છે. નિશ્ચયથી પોતાને નમસ્કાર કરે છે. હું પૂર્ણ સ્વાધીન છું, એવા સ્વાધીન તત્ત્વનો સ્વીકાર કરીને સાચા અભિપ્રાયથી, નિત્ય તત્ત્વના અભિપ્રાયથી જાગ્યો એટલે પૂર્ણ શાંતિનો એક અંશ પૂર્ણ જ્ઞાનમાં જ્ઞાતાપણે જાગ્યો. બેહદ સમતા, અનંત આનંદ, સહજ શાંતિ, મારા પૂર્ણ વીતરાગ સ્વભાવમાં છે. તે રૂપ હું છું. લાખ મણ સાકરનો નિર્ણય એક કટકી ખાવાથી થઈ જાય છે, એવી આત્મ-પ્રતીતિ થતાં વીતરાગને નમન કરે છે. હું મને પોતાના આશ્રયે નમન કરૂં છું. પૂર્ણ શ્રદ્ધા, અખંડ એકત્વ જ્ઞાન સાથે મનમાં નમું છું. નમી રાજા પણ સ્વભાવમાં મળી ગયા, ઢળી ગયા તેને નમસ્કાર કરૂં છું. ઉત્તમ સુખ-સ્વભાવથી પૂર્ણ ભગવાન આત્મા હું જ છું, તેનો એકત્વપણે મને ભેટો થયો, નિત્ય સ્વાધીન સહજ સ્વભાવ વડે જાગ્યો. અનાદિ અનંત ઐશ્વર્યનાં વૈભવ, અનંત શાંતિ, બેહદ સમતા ખૂટે તેમ નથી. અમિત દાનના દાતાર તેનો મને ભેટો થયો, નમું નમું મુજ આત્માને. આત્માને અનંત સુખ આત્મા જ આપે છે એમ જાણ્યું, તેને આત્માનું બહુમાન આવ્યું, તે વીતરાગ માર્ગનો લોકોત્તર...

એકાંત વિનયવાદી બધા દેવ, ગુરુ, શાસ્ત્રને ભલા જાણે, ઉત્તમ જાણે તેનાં વચનથી ગુણગ્રામ કરે, કાયાથી નમસ્કાર કરે, બહુમાનપૂર્વક ભકિત કરે તે વિનય મિથ્યાત્વ છે. એકાંત વિનયવાદીનો મત એવો છે કે સર્વમાં વિનય શ્રેષ્ઠ છે, બધાને નમતા રહેવું, ભજતા રહેવું, આપણે તો બધા સરખા, માટે બધાને માનવા. આવા અભિપ્રાયવાળાને વીતરાગ માર્ગનો ખ્યાલ નથી. અપરમાર્થ માર્ગમાં પરમાર્થ માર્ગ માની રહ્યા છે. બધા દેવ, ગુરુ, શાસ્ત્ર એક સરખા જ હોય તો આત્માની બીજી દશા જ રહેતી નથી. સંસાર જ રહેતો નથી, અપરમાર્થ જ રહેતો નથી. બધાને એક સરખા માનનાર મિથ્યાત્વી છે.

જ્ઞાની કહે છે "અનાદિની એકાંત દૃષ્ટિએ તને રખડાવ્યો છે. હવે અંતરમાંથી પરીક્ષક દૃષ્ટિને જગાડ." અહીં કોઇ કહે કે પરીક્ષા કરવી બરાબર, પણ નીચા, ઊંચાની પરીક્ષા કેવી રીતે કરી શકે? પરીક્ષા કરવા માટે બરોબરીઓ તો જોઇએ ને? શ્રાવક, સાધુની પરીક્ષા કેમ કરી શકે? પરંતુ ખરી રીતે વાત આમ નથી. જેને આત્મ-જ્ઞાનનો એક અંશ પ્રગટ્યો છે તેવો શ્રાવક અને જેને આત્મ-જ્ઞાનનો વિશેષ અંશ પ્રગટ્યો છે તેવા સાધુ બરાબર જાણી શકે છે. કેવળજ્ઞાનની પરીક્ષા કરવા માટે કેવળજ્ઞાનની જરૂર હોતી નથી, પણ શુદ્ધ મતિશ્રુતજ્ઞાનવાળો પ્રશ્ન પૂછીને પરીક્ષા કરી શકે છે. પાર્શ્વનાથ પ્રભુના સાધુઓ ભગવાન વીરપ્રભુ પાસે આવી ઊભા રહે છે, પણ વંદના કરતા નથી, કારણ કે પોતે છદ્મસ્થ છે, કેવળી નથી. મતિશ્રુતજ્ઞાન છે. પરીક્ષા કરવા આવ્યા છે અને પ્રશ્ન પૂછે છે—'અસંખ્યાત લોકમાં અનંતી-રાત્રિ ગઇ, હવે અનંતી રાત્રિ જશે?' પ્રભુ વિચાર કર્યા વગર જ તુરત જવાબ આપે છે 'હે મુનિઓ! પાર્શ્વપ્રભુએ અસંખ્યાત લોકમાં જીવ અને અજીવ અનંતા કહ્યા છે અને સમય સમય તે અનંતા જીવનું આયુષ્ય ઘટે છે, અનંતા અજીવોની સ્થિતિમાં સમયે સમયે ફેર પડે છે, તે અપેક્ષાએ અસંખ્યાત લોકમાં અનંતી રાત્રિ ગઇ, વર્તે છે અને અનંત રાત્રિ વર્તશે.' સાધુઓ પૂછે છે—'આપ સાંભળીને કહો છો કે

અનુભવ કરીને ?' પ્રભુ કહે છે–'આત્મ–નિર્ણય કરીને.' સાધુ પૂછે છે 'કઈ રીતે ?' પ્રભુ કહે છે–'કેવળજ્ઞાનથી સૌ મર્યાદિત અને અમર્યાદિત, લોકની અને અલોકની સર્વ વસ્તુઓ અબાધિતપણે એક સમયમાં જણાય છે અને દેખાય છે.' પ્રશ્નના ઉત્તરથી સાધુઓ સમજી ગયા કે પ્રભુ કેવળજ્ઞાની અને કેવળદર્શની છે. પછી તે સાધુઓ પ્રભુના ચરણમાં પડી ગયા. એમ મનિઃપર્યયજ્ઞાનવાળા સાધુઓ કેવળીની પરીક્ષા કરી શકે છે તો પછી શ્રાવકો, સાધુની પરીક્ષા પણ કરી શકે છે. વિશેષ અવસરે.

સં. ૨૦૧૧ના બીજા ભાદરવા વદ ૧૦ સોમવાર તા. ૧૦–૧૦–૫૫

જ્ઞાનાદિ ચાર સમ્યગ્વિનયની વાત ચાલે છે. ઉપચરિતવિનય સમજાવાય છે. ગૃહસ્થોને ત્રણ પ્રકારની ભાવના ભાવવાનું કહેલ છે. (૧) જગતના સર્વ સંબંધવાળી અવસ્થાથી હું નિવૃત્ત થાઉં (૨) નવ પ્રકારના બાહ્ય પરિગ્રહ–હિરણ્ય, સુવર્ણ, ધન, ધાન્ય, દ્વિપદ, ચઉપદ, ખેત્ર, વત્થુ, કુવિય તથા ચૌદ પ્રકારના અંદરના પરિગ્રહ–ક્રોધ, માન, માયા, લોભ, મિથ્યાત્વ, સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુસંકવેદ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંચ્છા, એ રીતે ત્રેવીશે પરિગ્રહને ત્યાગી, સાચો મુનિ ક્યારે થાઉં ?

...ાછળ મારું શુદ્ધ સ્વરૂપ સિદ્ધ ભગવાન જેવું છે એવી ...ધર્માત્મા ભાવ્યા જ કરે છે. (૩) જગતના બધા ...બની, સમાધિ મરણે ક્યારે મરું ? અંત ...રું ? આ બધી સ્વરૂપની ભાવના છે, તે ...તરાગ દશાને, ધન્ય તે મુનિપણું, ધન્ય ઉત્કૃષ્ટ મરણ, એવી દશા હું ક્યારે પ્રાપ્ત કરું ? એ મુનિ હું ક્યારે થાઉં ? અતીંદ્રિય જ્ઞાન, ...રવા માટે મને વીતરાગતાના ભેટા થાય, ...રે મળશે ? આમ સાધક, ભાવના ભાવે ...ાનીઓનો વિનય છે. તેને લોકોત્તરવિનય ...આત્માના ગુણો અંશે અંશે પ્રગટ થાય, ...ી ભક્તિ કરે છે. રાગની ભક્તિ તે મોક્ષનું સાધન

છે તેથી અનંત જ્ઞાનીઓનું બહુમાન કરે છે તે પરમાર્થનો વિનય છે, આદર છે. જ્ઞાની ધર્માત્મા ભાવના કરે છે-'હે તીર્થંકર ભગવાનો! આપનાં અપૂર્વ વચનો મારૂં સ્વરૂપ સમજવામાં ઉપકારક થયાં છે તેથી ભકિત-પૂર્વક નમસ્કાર કરૂં છું. અત્યંત ભકિતથી નમન કરૂં છું, કારણ કે આપનો અનંત ઉપકાર છે. આ લોકોત્તર વિનય છે. તેમાં પરમાર્થે તો પોતાના ગુણોનો આદર છે.

**'નમો લોએ સવ્વ સાહૂણં'** એટલે સમ્યગ્દર્શન, નિર્વિકલ્પ પ્રતીતિ, સમ્યગ્જ્ઞાન, સ્વ-પર પ્રકાશક, સ્વરૂપમાં સ્થિરતા, અંતરરમણતા, તે આત્મા છે. તેવા આત્મામાં રહેનાર મુનિ – તેવા આત્મામાં એકત્વપણે રહેનાર સાધુ, પંચ પરમેષ્ઠીમાં વંદનીય છે, સ્મરણીય છે. અનંત જ્ઞાનીઓએ પ્રરૂપેલા મોક્ષ માર્ગમાં વિચરે છે, તેવા સાધુનું બહુમાન કરવું તે લોકોત્તરવિનય છે. સ્વરૂપ લક્ષે ભાવના ભાવતાં વીતરાગી જ્ઞાની પ્રત્યે, ગુરુદેવ પ્રત્યે, વીતરાગ માર્ગ પ્રત્યે ખૂબ ભકિત રહે છે અને કહે છે-**'તં ધમ્મં, સદ્દહામિ, પત્તિયામિ, ફાસેમિ, પાલેમિ, અણુપાલેમિ,'** સર્વજ્ઞ વીતરાગતાનો ધર્મ હું જાણું છું, શ્રધ્ધું છું, તેમાં રુચિ કરૂં છું, તે પાળું છું, વિશેષે કરીને પાળું છું. વીતરાગ પ્રભુની આજ્ઞાના વિચારે મારો સાધક સ્વભાવ કેમ વધે, વધીને કેમ સાધ્યમાં પરિણમી જાય? પૂર્ણ યથાખ્યાત ચારિત્ર એજ ઉપાદેય છે, એવું જેને ભાન છે, લક્ષ છે, તે એમ ભાવે છે કે હે પ્રભુ! વિકલ્પ માર્ગનું અવલંબન છૂટી જઈને એક જ્ઞાયક-જ્ઞાતા-જ્ઞાન સ્વરૂપ અપૂર્વ આત્માની સ્થિરતા વર્તમાન અત્યારે જ પૂર્ણ થાઓ. તેમ શુદ્ધ સ્વરૂપની ભાવના ભાવનાર, કાળ, ક્ષેત્રને ન જુએ, પોતાની યોગ્યતા જુએ. પૂર્ણતાના લક્ષે પૂર્ણ પર દૃષ્ટિ છે. જેને જેનું પોષણ આવે તેને તેના વાયદા ન હોય. જેમાં ઉત્કૃષ્ટ રુચિ હોય તેમાં ક્ષણમાત્રનો વિલંબ સહ્યો ન જાય. હવે તો પૂર્ણ કેવળજ્ઞાન સ્વરૂપ સ્થિરતા પ્રગટો, તેવી ભાવના ધર્માત્મા ભાવે છે. આ ભાવના પાછળ સ્વરૂપની મીટ છે, તેથી કેવળ-જ્ઞાનને પણ પામે છે. ભેદ ભકિત અને અભેદ ભકિત એટલે કે વ્યવહાર ભકિત અને નિશ્ચય ભકિત, તેનો પોતાના જ્ઞાનમાં નિર્ણય કર્યા વિના દેવાદિની

નથી. અભેદ ભકિત જ મોક્ષનું સાધન છે. એવો યથાર્થ નિર્ણય જેણે પોતાના જ્ઞાનમાં કર્યો, તેને સાચા ગુરુની, પૂર્ણાનંદ પરમાત્માની અને સત્ય ધર્મની ઓળખ છે, તેથી તેને પૂર્ણનો મહિમા છે; અને તેથી નિર્વિકારી, શાંત ભગવાનના ગુણોનું સ્મરણ લાવીને, પોતાના પૂર્ણની રુચિનું સ્મરણ લાવીને, વીતરાગદેવાદિનું બહુમાન લાવીને, ભકિતથી ઊછળે છે. તે ઊછાળામાં પોતાના સત્ સ્વરૂપની રુચિ છે. બધામાં સાચા નિમિત્તોનું બહુમાન અને ભકિત, તે લોકોત્તરવિનય છે.

આવો લોકોત્તરવિનય કોને હોય અને કોને ન હોય? પૂર્ણ વીતરાગીને ન હોય, અને બીજો અજ્ઞાની મૂઢાત્મા હોય તેને ન હોય. હવે જ્યાંસુધી અરાગી પૂર્ણ તત્ત્વની રુચિ છે અને રાગ ટળ્યો નથી તેવા જ્ઞાની ધર્માત્માને એટલે ચોથા–પાંચમા ગુણસ્થાનકવાળાને અનેક પ્રકારનો રાગ હોય છે, તેથી રાગનાં નિમિત્તો અનેક પ્રકારનાં હોય છે. તેમાંથી વીતરાગદેવ – ગુરુ – ધર્મ પ્રત્યે મુખ્યપણે બહુમાન, રાગ હોય છે. પૂર્ણ સાધ્ય શું? પૂર્ણ સાધ્યની શરૂઆત શું? મોક્ષમાર્ગ શું? તે કેવો છે અને કેવી રીતે પમાય તેની જેને ખબર નથી, તેને વીતરાગદેવ–ગુરુ–ધર્મ પ્રત્યે બહુમાન અને રાગ હોતા નથી. સાધક દશામાં હજુ રાગ છે, રાગ છે ત્યાં શુભ રાગનાં નિમિત્તોનાં, વીતરાગદેવ, ગુરુ, શાસ્ત્રનાં બહુમાન રહે, તેને લોકોત્તરવિનય કહેવાય છે. જેને રજકણના પણ રાગ રહિત, વિકલ્પ રહિત, પૂર્ણ વીતરાગ સ્વરૂપની રુચિમાં, પૂર્ણ સ્વરૂપના ઘોલનમાં. વીતરાગી દેવાદિ નિમિત્ત થાય છે તે એમ જાણીને, ઓળખીને, વીતરાગી દેવાદિનું બહુમાન કરે છે. ભગવાન પૂર્ણ વીતરાગી થઈ ગયા. અનંતી ચોવીશીમાં અનંતા તીર્થંકરો, ગણધરો પૂર્ણ વીતરાગી થઈ ગયા, તેના વિચારમાં પોતાની રુચિ છે. તેમના વિરહમાં તેમનું સ્મરણ કરવામાં જિન ભગવાનના સત્ બોધને સમજાવતી વાણી આપણને નિમિત્ત છે, પોતાના અભિપ્રાયમાં પર ચીજ, લાભ કે નુકસાનકારક નથી, પોતાની રુચિ અને વલણ અનુસાર હિત, અહિતના ભાવ પોતે પોતાથી જ કરી શકે છે, તે પ્રમાણે ન સમજે, ન માને અને કેવળી ભગવાન, ગુરુ, શાસ્ત્રો પાસે બેસી રહે તથા સ્વતંત્ર, નિરાવલંબી,

અકષાયી સ્વરૂપનું અવલંબન ન કરે તો ભગવાન તેને કંઈ આપી દીએ તેમ નથી.

સમ્યગ્દર્શન થયા પહેલાં વીતરાગવાણીનું શ્રવણ, નિર્ગ્રંથ ગુરુનું દર્શન વગેરે ભલા ભાવમાં જીવે વર્તવું યોગ્ય છે. પાપથી બચવા માટે ભલા ભાવ બરાબર છે. સમ્યગ્દૃષ્ટિ થયા પછી પણ, દ્રવ્ય દૃષ્ટિ, ગુણ દૃષ્ટિ, તત્ત્વ દૃષ્ટિ થયા પછી પણ, જ્યારે નિર્વિકલ્પ સ્થિરતામાં આત્મા ટકી શકતો ન હોય ત્યારે યથાર્થ દેવ-ગુરુની ભક્તિ, શાસ્ત્રનું શ્રવણ વગેરે શુભ ભાવનું અવલંબન લીધા વિના રહેવું નહિ. પણ દૃષ્ટિમાં તે રાગનો પણ આદર નથી. માત્ર અવિકારી પૂર્ણનું જ બહુમાન છે. પૂર્ણ અવિકારીની રુચિ તારા આત્માને આગળ વધારે તેમ છે. ચાર જ્ઞાનના ધણી ગૌતમ સ્વામી નિરંતર ધ્યાનમાં સ્થિર રહી શકતા નથી તેથી અશુભમાં નહિ જવા માટે, પાપમાં નહિ જવા માટે, સાક્ષાત્ તીર્થંકર ભગવાનનો ઉપદેશ વારંવાર સાંભળે છે, તથા તેમની પદવી અનુસાર ભલા ભાવમાં વર્તે છે, છઠ્ઠે હોય ત્યારે, સાતમે હોય ત્યારે નહિ.

હવે વિચારો ! ગૃહસ્થાશ્રમમાં રહેલા ગૃહસ્થોને અશુભ નિમિત્તોનો પાર નથી તો પછી ગૃહસ્થોએ શું કરવું જોઈએ? અશુભ રાગના નિમિત્તથી બચવા માટે વારંવાર યથાર્થ સ્વરૂપનો ઉપદેશ, સંવર-નિર્જરાનો ઉપદેશ, તથા સર્વજ્ઞોએ કહેલો આત્મબોધ તથા રૂડો રૂપાળો શુભ વ્યવહાર અંગીકાર કરવો જોઈએ. પણ તે શુભ રાગની હદ પુણ્યબંધ જેટલી છે, તેનાથી ધર્મ નથી તો પણ પરમાર્થની રુચિમાં આગળ વધવા માટે વારંવાર ધર્મનું શ્રવણ, મનન, નિદિધ્યાસન, ભક્તિ વગેરે કરવું પડશે. જેને ધર્મ તરફ રુચિ છે તેવો ધર્માત્મા, અશુભથી બચવા માટે સ્વરૂપ તરફનું સ્થિર વલણ રાખવા માટે શાસ્ત્ર-અભ્યાસ કરે છે, ગુરુની ભક્તિ કરે છે. આ બધો લોકોત્તરવિનય છે. વિશેષ રાગ ટાળવાને માટે, પર દ્રવ્યનું અવલંબન છોડવારૂપ બાર વ્રત, પાંચ મહાવ્રત, પાંચ સમિતિને ગ્રહણ કરે, શાસ્ત્ર શ્રવણ કરે તેની પાછળ વિશેષ રાગ ટાળીને સ્વભાવ તરફ વળવાનો હેતુ છે. અવિકારી શ્રદ્ધા, જ્ઞાન અને નિર્વિકલ્પ સ્થિરતાનો

ભાવ તે બંધ રહિત નિરાશ્રવી, નિરારંભી, નિષ્પરિગ્રહી છે. તે સિવાયના બીજા બધા ભાવો સારંભી છે. દૃષ્ટિમાં પૂર્ણ વીતરાગી નિરાવલંબીપણું છે અને રાગ રહિત સ્થિરતા છે, તેટલે અંશે ચારિત્રભાવ છે. તત્ત્વજ્ઞાન યથાર્થ હોવા છતાં પણ ગૃહસ્થ-દશામાં સ્ત્રી, કુટુંબ, ધન, દેહાદિ તરફ અશુભ ભાવ હોય છે. આવો ભાવ થતાં પોતે વિચારશ્રેણી ઉપર ચડે છે કે આવો ભાવ હજી કેમ થાય છે? યથાર્થ ભાવ થતાં સાધુપણું બધાને હોતું નથી. માટે અશુભ ભાવથી બચવા માટે, પુણ્ય, પાપ બન્નેથી રહિત પોતાના ત્રિકાળી સ્વરૂપનું વલણ વધારવા માટે, અકષાય નિર્મળ સ્વરૂપનું ઘોલન કરતાં કરતાં અશુભ રાગ તૂટીને અણુવ્રત આવે, મહાવ્રત આવે, તેને વ્યવહાર મોક્ષમાર્ગ કહેવાય છે.

જ્ઞાનીની દૃષ્ટિ અખંડ ગુણ ઉપર છે, તેથી રાગ ટળ્યો તેટલો ગુણ માને છે, રાગ અને પરદ્રવ્ય કોઈ મારૂં નથી તેમ પરનું કર્તાપણું છોડીને એકરૂપ, અવિકારી, જ્ઞાનાનંદ, જ્ઞાયક સ્વભાવનું જ ધણીપણું રાખે છે. શ્રદ્ધામાં પર તરફના રાગની આસક્તિ છોડયા પછી ચારિત્રની સ્થિરતાના બળવડે વિશેષ રાગનો ત્યાગ કરે તો ગૃહસ્થ દશા ટાળીને બાહ્યમાં બાર અણુવ્રતને સ્થાને પાંચ મહાવ્રતરૂપ શુદ્ધ વ્યવહારથી નિર્ગ્રંથપણું અંગીકાર કરે છે અને ત્રણ ચોકડી તૂટી જતાં ભાવ નિર્ગ્રંથ થાય છે. યથાર્થ દૃષ્ટિ થયા પછી પણ જે વિશેષ રાગને ઘટાડી શકતો નથી, તેવા ગૃહસ્થને ભૂંડા રાગમાં ન જવા માટે દાન, શિયળ, તપ, ભાવ, વ્રત આદિનો શુભ વ્યવહાર રાખવો જોઈએ. અકષાયી દૃષ્ટિના જોરમાં અશુભ રાગ ટાળીને વ્રતાદિના શુભ ભાવમાં આવ્યો તે સંવર નથી, સંવરધર્મ નથી, પણ પુણ્ય છે અને તે આશ્રવ છે. તે શુભ વ્યવહાર, અશુભ રાગને ટાળવામાં નિમિત્ત નીવડે છે. અંતરમાં જેટલી સ્થિરતા થઈ તેનો શુભ ભાવમાં આરોપ કરીને તે વ્રતાદિને વ્યવહાર મોક્ષમાર્ગ કહે છે. પરંતુ નિરાવલંબી, અવિકારી ચૈતન્યનું ભાન ન હોય તો ઉપચારથી કે વ્યવહારથી પણ મોક્ષમાર્ગ ન કહેવાય. પોતાના ભાવનો આદર તે ભાવવિનય છે, ગુણાધિકનો વિનય તે વ્યવહાર વિનય છે એટલે લોકોત્તરવિનય છે.

કેવળજ્ઞાન પણ નથી.” રૂઢિ માર્ગે, સમજ્યા વગર જવામાં સાર નથી. ગમે તેને ગુરુ તરીકે માની, વળગી પડવામાં કંઈ લાભ નથી. આ કાળે લાખોમાં કોઇકને જ પરીક્ષક બુદ્ધિ કે દૃષ્ટિ હશે. જ્યારે આપણી કોઈ પ્રશંસા કરે ત્યારે આપણે જો માનમાં તણાયા તો ગુણગ્રામ કરવાનું કારણ જોઇ શકશું નહિ. માયાથી વખાણ કરે છે, આપણી પાસેથી કંઈ કામ કઢાવવા ગુણગ્રામ કરે છે, કે સાચા ભક્તિ ભાવથી ગુણગ્રામ કરે છે, તે સમજવું જોઇએ. માનમાં ન તણાઈ જતાં મધ્યસ્થ રહેવું. સમતોલપણું રાખવાથી સામાનો હેતુ જરૂર સમજાશે. એ ગુણગ્રામ સાચા હોય તોપણ નિર્માની પુરૂષ મધ્યસ્થ ભાવે રહેતો વિચારે છે કે સાચાનાં ગુણ ગાનારને લાભ છે, મને તેમાં કશું નથી.

કેટલાક સાધુ કહે છે—“ તમે તમારું સંભાળોને! તમારે અમારું શું કામ છે?” આમ કહેનારા મિથ્યાત્વી છે. તમારું કામ અમારે કેમ ન હોય? તમારી પાસેથી તો અમારે અમારા આત્માનો ધર્મ સાંભળવો છે અને નહિ મેળવેલું મેળવવું છે. તમારું તો અમારે પહેલે ધડાકે કામ છે, કારણ તમારામાં તારવાની શક્તિ છે કે નહિ એ તો અમારે પહેલું જાણવું પડશે. તમે પોતે તરી શકો એવા નહિ હો, તો અમને કેમ તારી શકશો? તમારા ગુણ—દોષ અમે જોઈએ છીએ, તે તમારા ઉપરના દ્વેષભાવે નહિ પણ અમને મિથ્યાત્વ ન લાગી જાય તેટલા માટે. અમે તો અમારા માટે તમારી પરીક્ષા કરીએ છીએ. જો તમારામાં દોષ હોય અને અમે ગુણ માનીએ, ગુણ હોય અને અમે દોષ માનીએ તો અમારા બાર વાગી જાય. અમારા જ માટે અમે તમને ઓળખીએ, તેમાં તમને વાંધો હોય તો તેમાં અમારો દોષ નથી. તેમાં તમને અમારો અવિનય લાગતો હોય તો તેમાં અમારો કોઈ ઉપાય નથી. પરંતુ અમે તમારો આદર—સત્કાર ન કરીએ તેમાં જો તમે તમારો અવિનય થયો તેમ માનશો તો અમારે તો કંઈ નથી, પરંતુ તમે પહેલે ગુણસ્થાનકે ગબડી પડશો, તેની સાવધાની રાખજો, એમ ચોખ્ખું નામધારી સાધુઓને ચોખ્ખું પરખાવી દેવું. ભગવાન કહે છે કે મારા શ્રાવકો તો [illegible] જોરદાર હોય, પરંતુ અત્યારે તો મોટે ભાગે ઢુંપદમાં જ રમતા

દેખાય છે. કેટલાક તો એમ માને છે કે વેષ દેખીએ ત્યાં નમીએ. આપણે તો બધા સરખા, તેમાં કોઇ ગુણવંત નીકળી પડે તો આપણું અવિનાશી કલ્યાણ થઇ જાય. એમ ઓઘસંજ્ઞાએ બધા દેવ, ગુરુ, શાસ્ત્રોને માને, તેવા વિનયવાદી એકાંત મિથ્યાત્વી છે.

પોતાના ગુણ દોષ જોવાનો જગતને અભ્યાસ નથી. ગમે તેટલું વંચાય, સંભળાવાય, છતાં હું પોતે કયાં ભૂલું છું અને એ ભૂલ હું કોના ઉપર ઢોળું છું તે વિચારવાની જગતના જીવોને નવરાશ જ મળતી નથી. પરંતુ પોતાની પ્રકૃતિને પોષે તેવું કંઇક મળે એટલે વાહ વાહ! કેવું સરસ! તેવો ભાવ કરે છે. મહારાજ! ભેંસ દોવા દેતી નથી, કંઇ દોરો ધાગો કરી દેશો? મહારાજ! સ્ત્રી વશ થતી નથી, કંઇ મંત્ર જાણો છો? આમ પોતાની પ્રકૃતિને પોષણ મળે, તો 'તે કેવું સરસ છે' તેમ બોલે છે. પણ આત્માર્થે કંઇજ સાંભળવું નથી. બહુ તો જાણીને બીજાની ભૂલો ઉપર દ્વેષ બુદ્ધિએ આક્ષેપ કરશે છે, પણ પોતે કયાં ભૂલે છે તે નથી દેખાતું. પ્રકૃતિને પ્રતિકૂળ મળે તે અરુચિકર લાગે, વ્યાખ્યાનકારની વાંચણીમાં ફેર છે તેમ તેને લાગે, પરંતુ વ્યાખ્યાનકારમાં ફેર પડયો છે કે પોતામાં, એ વિચારતો નથી. ખોટાં લાકડાં ઘુસી ગયાં છે, તેનો વિવેક બુદ્ધિથી વિચાર કરવો નથી. જેમ સર્પ મોરલી સાંભળીને નાચે તેમ બહારની કથાઓ, રાસો વગેરે વિષયને પોષે તેવી વાતો સાંભળીને જીવ ડોલવા મંડે છે. જ્યાં સૂત્રની-ભાવની-આધ્યાત્મિકતાની વાત આવે ત્યાં તેને તે બધું નિરસ લાગે છે. તે સાંભળતાં બગાસાં આવે છે, કંટાળો આવે છે, જ્યાં સુધી આવો ભાવ છે ત્યાં સુધી મોક્ષ થવો અસંભવિત છે. સમ્યગ્દર્શન થવું અસંભવિત છે, પણ લોકોત્તર-વિનય આવવો અસંભવિત છે. ઉપચરિત વિનયનો એ ભેદ છે.

સાચા સુખને ઓળખો. સિદ્ધાંતનું, સિદ્ધનું સ્વરૂપ સમજ. સાધ્યનાં સુખો સમજવાં મહા કઠણ છે. છતાં દૃષ્ટાંત પરથી કંઇક અંશે સમજાશે. જેમ ચણાને તવામાં ભૂંજવાથી ચણા ઉપરનું ફોતરૂં ઊડી જાય, અને અંદરથી સ્વાદ પેદા થાય છે, તે સ્વાદ તેની અંદર કોઈ નાખી દેતું નથી.

અગ્નિ, તવો કે શેકનાર કોઇએ તેમાં સ્વાદ નાખ્યો નથી; પણ અગ્નિમાં તપવાથી ચણાની અંદર ગુણરૂપે સ્વાદ હતો તે બહાર આવ્યો છે અને તે ચણામાં ફરી ઊગવાની શકિત હતી તેનો નાશ થયો છે. તેવી જ રીતે જ્યારે આત્મા, આત્મ–વિચારના ધ્યાનરૂપી તવામાં તવાઇને પોતાનો ઊગવાનો, પુનર્ભવ લેવાનો સ્વભાવ બાળી નાખીને કર્મરૂપી ફોતરૂં ઊખેડી નાખે તો તેની અંદરથી આત્મ–ગુણની શકિત પ્રગટ થાય છે. આત્મા ખરેખર આત્મ–સ્વરૂપે પ્રગટ થાય છે અને ત્યારે પોતાના અનાદિ કાળથી ગૌણરૂપે પડેલ ભાવ પ્રગટ થાય છે. સિદ્ધના સુખનો અંશે–અંશે અનુભવ પણ તેજ વખતે થાય છે. સાધુની ઓળખ, બહારના દેખાવ પરથી કે મેલાં કપડાંથી કરવામાં ભૂલ છે. મેલાં કપડાં, જીવે અનંતીવાર પહેર્યાં તોપણ ન લાધ્યું, ન મેળવ્યું, ન પ્રગટ્યું; તે શું? શુદ્ધ સમકિત છે. શુદ્ધ સમકિત તે જ સાધુપણું છે. જેનામાં શુદ્ધ સમકિત નથી, તેનામાં સાધુપણું નથી.

માણુસ તો મુશ્કેલ હુવા, સાધુ કહાંસે હોય;
સાધુ હુવા તો સિદ્ધ હુવા, રહી ન કહેણી કોય.

સાધુ એટલે પાંચમા પ્રભુ–પાંચ પદમાં તે પાંચમા છે, નવકાર મંત્રમાં તેમનું પાંચમું સ્થાન છે. સાધુ એટલે ભગવાન, એવા સાધુને ઓળખવા સહેલા નથી. બાહ્ય આડંબર કે વેષથી ખેંચાવું નહિ. વેષ ભલે સાધુનો હોય, પણ ભાવથી પહેલે ગુણસ્થાનકે હોઈ શકે. જો ગુરુ લાધ્યા અને તેને વસ્તુ ન લાધી તો સમજી લેવું કે કાં તો તે સદ્ગુરુ નથી અથવા તો તારામાં પાત્રતા નથી. લેનાર પાત્ર હોય અને ગુરુ સતપુરૂષ હોય તો વસ્તુ ન મળે તેવું ત્રણ કાળમાં ન બને. જેને વીતરાગ ભાવ ટકાવી રાખવો છે તે પરીક્ષક દૃષ્ટિએ પરીક્ષા કરીને પછી પોતા માટે ગુરુ, દેવ, શાસ્ત્રનો વિનય કરે, ભકિત કરે, એ પોતાની અંદરની વીતરાગતાની પ્રાપ્તિ માટે કરે, તેને ભગવાન શ્રી મહાવીરદેવ લોકોત્તરવિનય કહે છે. આમ વસ્તુને સમજીને પોતાનાં ગુણને અર્થે લોકોત્તર–વિનય કરનારો જીવ આ ભવે પણ સુખી છે અને પરભવે પણ સુખી છે.

## )સંવત ૨૦૧૧ના બીજા ભાદરવા વદ ૧૨ બુધવાર તા. ૧૨-૧૦-૫૫

જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા એટલે શું ? જ્ઞાન કહેતાં જાણક, જાણવા રૂપ, જાણપણારૂપ શક્તિ. જાણવા યોગ્ય પદાર્થ, જણાવવા યોગ્ય શક્તિ જેનામાં રહેલી છે તે જ્ઞેય. આત્મામાં અનંત શક્તિ છે. તેમાં એક જ્ઞાન-શક્તિ છે, તે જ્ઞાન; તે સિવાયની દર્શન, ચારિત્ર, અસ્તિત્વ આદિ અનંત શક્તિઓ જાણવા યોગ્ય છે. જ્ઞાતા એટલે અનંત શક્તિ બિરાજમાન વસ્તુમાત્ર, તે જ્ઞાતા. અનંત શક્તિનો પિંડ તે જ્ઞાતા. આમ ત્રણ ભેદ થયા. ત્રણ ભેદમય જ મારું સ્વરૂપ છે.

જ્ઞેયના બે ભેદ-સ્વજ્ઞેય, પરજ્ઞેય. પોતાના સ્વરૂપમાં જાણવાની શક્તિ સિવાય જેટલી શક્તિઓ છે તે સ્વજ્ઞેય છે. પોતાના સ્વરૂપને વેદ્ય એટલે વેદવા યોગ્ય, વેદક એટલે વેદનારો; પોતાના સ્વરૂપને વેદ્ય, વેદકરૂપે પોતે જાણે છે, તેથી પોતાનું નામ જ્ઞાન. પોતાનું સ્વરૂપ પોતાથી જ જાણવા જેવું છે તેથી પોતાનું જ નામ જ્ઞેય છે. આ બે શક્તિ આદિ દઈને અનંતી શક્તિમય પોતેજ છે તેથી પોતાનું નામ જ્ઞાતા. પોતેજ જ્ઞેય, પોતે જ જ્ઞાન અને પોતેજ જ્ઞાતા છે. આમ નામ ભેદ છે, પણ વસ્તુ ભેદ નથી.

જ્ઞાન કહેતાં જીવ, જ્ઞાન-સ્વરૂપ છે, જ્ઞેય કહેતાં જીવ જ્ઞેય-સ્વરૂપ છે. સ્વ-પર જ્ઞેયને જાણે છે, તેથી વચન ભેદ છે. આત્માનો અનુભવ કરવાવાળો એવો અનુભવ કરે છે કે મારું જ નામ જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા. હું પોતે જ જ્ઞાન, જ્ઞેય, જ્ઞાતા છું. હું પોતે જ અનુભવ કરવાવાળો છું. પોતાનો અનુભવ કરવો તે પણ મારો સ્વભાવ છે. હું એકરૂપ છું. ત્રણે ભાવોથી તન્મય છું. મારા જ્ઞાનમાં સામેના બધાય જ્ઞેયો, પરદ્રવ્યો સ્વયં ઝળકતા રહે છે. દર્પણમાં બધી વસ્તુ ઝળકે તેમ મારા જ્ઞાનમાં બધી વસ્તુ ઝળકે તો ઝળકો. મારે કંઈ પ્રયોજન નથી. હું નિશ્ચયથી પોતાને જાણવા-દેખવાવાળો છું. આ આત્મા અનંત શક્તિનો ભંડાર છે. અનંત શક્તિને જાણવાવાળી તે

શ્રેષ્ઠ છે. એક એક સ્વભાવના ગુણને ભિન્ન ભિન્ન પણે વિચારવાથી અનેક વિકલ્પ ઊઠે છે. વિકલ્પ ઊઠે ત્યાં સુધી સ્વરૂપમાં સ્થિરતા નહિ થાય. ખરી રીતે કોઇ પદાર્થ સમજવો હોય ત્યારે અનેક પ્રકારના વિચાર કરવા યોગ્ય છે. ખૂબ વિચારી વિચારીને તે પદાર્થ યથાર્થપણે સમજી લીધા પછી તેનો સ્વાદ લેવો હોય ત્યારે ઉપયોગને સ્થિર રાખવો તે જ ઉચિત છે. ઉપયોગની સ્થિરતા વગર સ્વાદ આવે નહિ. એટલે જ્ઞાની કહે છે કે રત્નત્રયમય આત્માના સ્વરૂપને વિચારી વિચારીને અનેક વિકલ્પોદ્વારા અમે સમજી લીધોછે. એટલે ભાવના વિનયથી ભાવસ્વરૂપી આત્મા અમે સમજી લીધોછે. તે માટે અમે અમારા શુદ્ધ વીતરાગ જ્ઞાનમય સ્વભાવમાં સ્થિર થઇ ગયા છીએ, એ જ સ્વરૂપની મગ્નતા, મોક્ષની સાધક છે. એ મોક્ષસાધક સ્વરૂપ મગ્નતામાંથી ખસી જવાય છે ત્યારે સ્વરૂપની સ્થિરતાને માટે, લીનતાને માટે, પૂર્ણ વીતરાગ સ્વરૂપનાં લક્ષે ભાવના ભાવવી જ જોઇએ. તેને વીતરાગદેવ ચારિત્ર ભાવના વિનય કહે છે. એ વિનયની પાછળ સ્યાદ્વાદ નયથી, અનેકાંત સ્વરૂપ આત્માની પિછાન છે અને શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મામાં સ્થિરતા સમ્યગ્જ્ઞાન-દર્શનના બળથી થાય છે, ત્યારે પરદ્રવ્યનું સ્મરણ થતું નથી. તે જ શુદ્ધ નયથી જ્ઞાની જીવનું ચારિત્ર છે. રત્નત્રયની એકતા ( સ્વ-અનુભવરૂપ મોક્ષનું સાધક છે. રત્નત્રયરૂપ એકતાની ભાવના તે જ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ વિનય છે. એકાંતવાદી, જીવને અને એના જ્ઞાન ગુણને સર્વથા અનિત્ય માની લીએ છે. નિત્ય આત્મા તથા તેના અનંત ગુણો નિત્ય છે એમ અજ્ઞાની વિનયવાદી માનતો નથી. તે વિનય ભક્તિ કરે છે પણ જાણ્યા વિના તેનો વિનય શું કામનો ? જ્ઞેય વસ્તુના પર્યાય ઊપજે છે તથા વિણસે છે એટલે ઉત્પાદ, વ્યય થયા કરે છે. જેવા ઉપજે છે અને વિણસે છે તેવા જ જ્ઞાનમાં ઝળકે છે.

જ્ઞેય વસ્તુના પર્યાયના વિનાશથી જ્ઞાનનો વિનાશ તથા જ્ઞેય વસ્તુની ઉત્પત્તિથી જ્ઞાનની ઉત્પત્તિ માને છે પણ એમ વસ્તુનો સ્વભાવ નથી. જ્ઞાન સ્વભાવ નિત્ય છે, જ્ઞાન ગુણ નિત્ય છે, તોપણ પર્યાય પલટે છે

તે અપેક્ષાએ અનિત્ય છે. એટલે નિત્ય છે અને અનિત્ય પણ છે તેમ સ્યાદ્વાદી જાણે છે, માનેછે, તે જ શ્રેષ્ઠ, સુંદર, લાભદાયી છે. જ્ઞાની પોતાના જ્ઞાનને શુદ્ધ નિત્ય અનુભવ કરતો રહે છે. એટલે દ્રવ્ય દષ્ટિથી જ્ઞાન નિત્ય છે, પર્યાયથી અનિત્ય છે એમ સ્યાદ્વાદી જાણે છે અને પછી પૂર્ણ જ્ઞાનની ભાવના ભાવેછે. આને વીતરાગદેવ, જ્ઞાન-વિનય કહે છે. જ્ઞાન અપરિણામી નિત્ય નથી, પણ પરિણામી નિત્ય છે. પહેલા સમયનું જે કેવળજ્ઞાન છે તે ટક્યું અને બીજા સમયનું ભેગું થયું તેમ નહિ પણ સમય સમયનું ભિન્ન ભિન્ન હોવા છતાં સદૃશ છે. વસ્તુ નિત્ય છે કારણકે તે પ્રત્યભિજ્ઞાનનો વિષય છે. ખોવાઈ ગયેલી વસ્તુ જ્યારે હાથ આવે છે ત્યારે તે જ આ, એવું જે જ્ઞાન સ્ફુરેછે તે પ્રત્યભિજ્ઞાન છે. પૂર્વે જોયેલો માણસ જ્યારે ફરીને મળે છે ત્યારે તે જ આ માણસ છે એવું જે અંદરમાં પ્રતિભાસ થાય છે તે પ્રતિભાસને પ્રત્યભિજ્ઞાન કહેવાય છે. વિશેષ જ્ઞાન થવામાં, સ્મરણ થવામાં પૂર્વે થયેલ અનુભવ જ કારણ છે. પ્રત્યભિજ્ઞાન થવામાં અનુભવ અને સ્મરણ બન્ને ભાગ લીએ છે. સ્મરણમાં 'તે ઘડી' સ્ફુરણ થાય છે, પ્રત્યભિજ્ઞાનમાં 'આ ઘડી' એવો પ્રતિભાસ થાય છે. આથી તે બન્નેની ભિન્નતા સમજી શકાય છે. ખોવાઈ ગયેલી વસ્તુને દેખવાથી ઉત્પન્ન થતાં, 'તે જ આ' એવા જ્ઞાનમાં તે જ એ ભાગ સ્મરણરૂપ છે. 'તે જ આ,' એ ભાગ ઉપસ્થિત વસ્તુ કે મનુષ્યના દેખવારૂપ, અનુભવરૂપ છે. 'આ' એટલે વર્તમાન અનુભવ, 'તે જ' એટલે પૂર્વનું સ્મરણરૂપ છે. આ અનુભવ અને પૂર્વનું સ્મરણ તે બન્નેના સંમિશ્રણરૂપ તેજ આ. એ અખંડ જ્ઞાન, પ્રત્યભિજ્ઞાન છે.

કોઈ માણસે કદી રોઝ જનાવર જોયું ન હોય, એક વખતે કોઈ ગોવાળીઆના કહેવાથી માલૂમ પડ્યું કે રોઝ, ગાય જેવું હોય. કોઇ વખતે જંગલમાં જતાં તે રોઝને જુએ, તેને દેખતાં ગાય જેવું રોઝ હોય તે વાત સ્મરણમાં આવી, તે સ્મરણની સાથે આ જ રોઝ તે સ્મરણ અને અનુભવનું મિશ્રણ થતાં તેજ પ્રત્યભિજ્ઞાન છે. તેથી આગળ પાછળ એવું જ્ઞાન બરાબર થતું રહે છે, તેથી વસ્તુ નિ.ય

તેવા જીવો, જ્ઞાની પુરુષોનો યથાર્થ ઉપદેશ સાંભળી અંતરંગમાં ઉતારી સમ્યગ્દર્શનને પામી ગયા, તેવા દાખલા મોજૂદ છે.

શ્રીકૃષ્ણને કોઈ વ્રત ન હોવા છતાં નેમનાથ ભગવાનનો ઉપદેશ સાંભળી સમ્યગ્દર્શન પ્રાપ્ત કર્યું. પરદેશી રાજાને કંઈ વ્રત ન હતું, છતાં કેશી મુનિનો ઉપદેશ સાંભળી સમ્યગ્દર્શનને પામ્યા. આનો અર્થ એવો નથી કે વ્રત કે શુભ ભાવ ન કરવા. શુભ ભાવ ધર્મનું કારણ નથી તે સમજી લેવું ધર્મ શું છે, તત્ત્વ શું છે, તે સમજતાં, સમજતાં દર્શનમોહ ઘટતો જાય છે અને જીવ સમ્યગ્દર્શનને પામી જાય છે. સમ્યગ્દર્શનાદિ જ મોક્ષનુ કારણ છે વીતરાગ શુદ્ધ ઉપયોગ જ મોક્ષનું કારણ છે તેવી શ્રદ્ધા કરવી. સમ્યગ્દૃષ્ટિને પણ શુભ ઉપયોગ પુણ્યબંધનું કારણ છે. પણ તે વખતે નિશ્ચય શ્રદ્ધા, જ્ઞાન સ્થિરતારૂપ મોક્ષમાર્ગ સાથે છે તેથી ઉપચારથી સમ્યગ્દર્શનીના શુભ ઉપયોગને મોક્ષમાર્ગનું કારણ કહ્યું છે. પણ ખરું સાધન તો વિકલ્પ રહિત શ્રદ્ધા, જ્ઞાન, વીતરાગી ચારિત્ર છે. રાગ કે ભલો ભાવ મોક્ષનું સાધન છે જ નહિ. રાગ તે પુણ્યબંધનું કારણ છે તેવું શ્રદ્ધાન્ કરવું.

મોક્ષનું કારણ તો જ્ઞાનાનંદ સ્વભાવમાં એકાગ્રતારૂપ શુદ્ધ ઉપયોગ જ છે. શુદ્ધ ઉપયોગને મોક્ષનું કારણ જાણ અને તેનો ઉદ્યમ જાવજીવ કરવો. શુભ-અશુભ ઉપયોગને હેય જાણવા. અશુભ ઉપયોગને ટાળવા માટે, શુભ ઉપયોગનો નિષેધ નથી, તેમ પણ સાથે જાણી લેવું શુદ્ધ ઉપયોગની પ્રાપ્તિનો જ ઉદ્યમ કરવો. શુદ્ધ ઉપયોગ જ મોક્ષનું કારણ હોવાથી, અહો! ભવ્ય જીવો! અહો! શ્રોતા જનો! તે ખરેખર આદરણીય છે, તેવી શ્રદ્ધા તો થઈ ગઈ છે. પણ જ્યાં શુદ્ધ ઉપયોગ ન થઈ શકે ત્યાં શુભ ઉપયોગ હોય છે. એટલે પાપ પરિણામને છોડીને અશુભને છોડીને દેવાદિની ભક્તિ કરવી તેમ ઉપદેશમાં કહેવાય છે. જ્યાં શુદ્ધ ઉપયોગ થયો ત્યાં શુભ ઉપયોગ તેની મેળે છૂટી જાય છે. જ્યાં શુદ્ધ ઉપયોગ છે ત્યાં તો બહારમાં લક્ષ નથી. ચૈતન્યના અનુભવમાં એકાગ્રતા વર્તે છે. જ્યાં શુદ્ધ ઉપયોગ છે ત્યાં પરદ્રવ્ય સાથે સંબંધ નથી. લાકડાં ખડકીને શરીર સળગાવી દીએ, છતાં તેમાં લક્ષ જતું નથી. શુદ્ધ ઉપયોગને તો સ્વસ્વરૂ

અભ્યાસ છે. તત્ત્વનો નિર્ણય કરતાં કરતાં, અભ્યાસ કરતાં કરતાં દર્શનમોહનો ઉપશમ થઈને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થશે, માટે સમ્યગ્-દર્શનને પામો.

---

## (૨૫) સં. ૨૦૧૧ના આસો શુદ ૫ ને ગુરુવાર તા. ૨૦-૧૦-૫૫

સમ્યગ્જ્ઞાનના સ્વરૂપની વાત ચાલે છે. પ્રથમ તત્ત્વજ્ઞાની થઈ નવે તત્ત્વને જાણવા. પછી આચરણ કાર્યકારી છે. હેય, ઉપાદેય તત્ત્વોની પરીક્ષા કરવા યોગ્ય છે. પરીક્ષા વિના શેને છોડશે અને શેને આદરશે? છ દ્રવ્ય, નવ તત્ત્વને ચાર પ્રમાણ તથા સાત નયથી જાણવા, તે જીવનું કર્તવ્ય છે. જીવ આ રીતે અભ્યાસ કરે તો દર્શનમોહનો ઉપશમ થઈ સમ્યગ્દર્શન પ્રગટ થાય છે.

પ્રથમ તો આજ્ઞાદિ વડે અગર તો પરીક્ષા વડે કુદેવ, કુગુરુ, કુશાસ્ત્રની માન્યતા છોડીને અરિહંત દેવ, નિર્ગ્રંથ ગુરુ તથા સ્યાદ્વાદ શૈલીનું જ્યાં સ્થાપન છે તેવાં શાસ્ત્રોનો અભ્યાસ કરવો. પછી જિન મતમાં કહેલા દેવાદિ તત્ત્વોનો વિચાર કરવો, પછી તેનાં નામ શીખવાં, લક્ષણ શીખવાં, તેમ કરવાથી તત્ત્વ-શ્રદ્ધાન્ થાય છે. પછી સ્વપરનું ભિન્નપણું ભાસે તેવા વિચાર કરવા. અનાદિથી ભિન્નમાં એકપણું ભાસી રહ્યું છે, તે દૂર થાય અને સત્ય સમજાય. પછી સ્વમાં સ્વપણું માનવા અર્થે વિચાર કરવો. જે સમયે સ્વમાં સ્વપણું માનશે તે વખતે સ્વનો અનુભવ થશે, કારણ કે તે અભ્યાસના બળથી, વિચારથી, આત્માનો અનુભવ પ્રાપ્ત થાય છે. આ જીવનું મુખ્ય કર્તવ્ય તો આગમ જ્ઞાન છે. તે આગમ જ્ઞાન થતાં તત્ત્વોનું શ્રદ્ધાન્ થાય છે. તત્ત્વ શ્રદ્ધાન્ થતાં સંયમભાવ થાય છે. તે આગમથી આત્મ-જ્ઞાનની પણ પ્રાપ્તિ થાય છે. આત્મ જ્ઞાનની પ્રાપ્તિ થવાથી સહજ મોક્ષની પણ પ્રાપ્તિ થાય છે.

જ્યાં સુધી ઔપાધીક ભાવોનું યથાર્થ જ્ઞાન કરવું તે જ મોક્ષમાર્ગની પ્રથમ શ્રેણી છે. ઔપાધીક ભાવોના ત્યાગ કર્યા વગર સમ્યગ્દર્શનનું પાત્ર પણ થઈ શકાય તેમ નથી. આત્માનું સ્વરૂપ સમજ્યા વિના કોઈ જીવે વ્રત કર્યાં અને તે વ્રતનું ફળ સમ્યગ્જ્ઞાન થયું, તેવો એક પણ દાખલો નથી. બાહ્યવ્રતનું ફળ સમ્યગ્દર્શન હોય શકે જ નહિ. જે જીવોને વ્રત નહોતાં,

રખાવા જાય છે ? આખો આત્મા, જ્ઞાન-સ્વભાવથી ભરેલો છે, તેને તું સંયોગથી ભરેલો માની બેઠો છે. અરે મૂર્ખ ! હવે કેટલું કહેવું ? આવો આત્મા સ્વાનુભવગમ્ય છે, દેહ, વાણી, મન કે રાગથી તે અગમ્ય છે, સ્વાનુભવથી આ આત્મા ગમ્ય છે. આમ નક્કી કરીને પોતાનાં જ્ઞાનને પોતા તરફ વાળશે તે જીવ જરૂર સ્વાનુભવને પામશે. આ જ શુદ્ધ ઉપયોગ છે, તે જ સંવર-નિર્જરા છે.

---

૭) સંવત ૨૦૧૧ના આસો શુદ ૭ શનિવાર તા. ૨૨-૧૦-૫૫

એકાંત અજ્ઞાનવાદીના ૬૭ મતનું સ્વરૂપ તથા તે સામે સમ્યગ્‌-જ્ઞાની ધર્માત્મા સમ્યગ્‌જ્ઞાનનું સ્વરૂપ સમજાવે છે. આત્માનું જેવું સ્વરૂપ છે તેવું નહિ સમજવાનું ફળ અનંતું દુઃખ છે, જેવું છે તેવું સમજવાનું ફળ અનંતું સુખ છે. પોતાનું સ્વરૂપ પ્રથમ જરૂર સમજવું

ભૂલો ટળે તો જીવ સુખ પામે. ભૂલોને ટાળવી તે સમ્યગ્‌દર્શન છે. સમ્યગ્‌દર્શન પ્રગટયું નથી એટલે જીવે અનંત ભૂલો કરી છે. માટે પ્રથમ સમ્યગ્‌દર્શન પ્રગટ કરવું. તે ગુણ પ્રગટે છે ત્યારે તે અપૂર્વ ગુણ કહેવાય છે. અપૂર્વ ગુણ પ્રગટાવવાની રીત અપૂર્વ જ હોય છે. આ ભવમાં સમ્યગ્‌દર્શન પ્રગટ કરવાનું અપૂર્વ કામ નહિ કરે તેનો સંસાર રહેવાનો છે. સંસારનો અર્થ પોતાની શુદ્ધતામાંથી ખસી જવું અને વિકારમાં જોડાઈ જવું સ્ત્રી, પુત્ર તે સંસાર નથી. સંસાર એટલે સમ+સાર=સાર એટલે ખસી જવું, સમ એટલે પોતાની શુદ્ધતા, પોતાની શુદ્ધતાથી ખસી જવું તેનું નામ સંસાર. માટે પોતાના સ્વભાવનું સ્વરૂપ સમજવું જોઈએ. અભૂલ ભાવે ભૂલ ટળી જાય છે. ભૂલ ટળતાં જીવ સુખ પામે છે. જીવની અનાદિની ચાલી આવતી સાત ભૂલો છે. સાત ભૂલોને ટાળે તે જીવ કેવળ લઈને મોક્ષે જાય.

મિથ્યાત્વ આશ્રવભાવ અટકે છે. સૌથી પહેલાં મિથ્યાત્વભાવનો સંવર થાય છે. આશ્રવને રોકવું તે સંવર. જીવ જ્યારે આશ્રવભાવને રોકે છે ત્યારે જીવમાં કોઈ ભાવનો ઉત્પાદ તો થવો જોઇએને ? સંવરભાવનો ઉત્પાદ થાય છે, જે ભાવનો ઉત્પાદ થતાં આશ્રવભાવ રોકાય તે સંવર ભાવ છે. આશ્રવ રોકતાં આત્મામાં જે પર્યાયનો ઉત્પાદ થયો તે શુદ્ધ ઉપયોગ છે, તેથી સંવરનો અર્થ શુદ્ધ ઉપયોગ છે. ઉપયોગ સ્વરૂપ શુદ્ધ આત્મામાં ઉપયોગનું રહેવું, ટકવું તે સંવર છે. તે સંવરથી આશ્રવ અટકે છે. શુભ-અશુભ ભાવને રોકવા, જો કોઈ સમર્થ હોય તો એક સંવર છે. શુદ્ધ ઉપયોગ તે ભાવ સંવર છે. ભાવ સંવરના આધારે નવાં કર્મનો નિરોધ થવો તે દ્રવ્ય સંવર છે. શુભ-અશુભ પરિણામના નિરોધરૂપ સંવર તે શુદ્ધ ઉપયોગ છે. તે જ મોક્ષનું કારણ છે. સંવર-નિર્જરા, મોક્ષનો માર્ગ છે.

ઉદાયન રાજા મોક્ષના માર્ગને જેમ છે તેમ જાણે છે. અને તેને પામી પણ ગયો છે. ભગવાન આત્મારૂપી આનંદકંદ છે, મનના વિકલ્પનો તેમાં પ્રવેશ નથી, વાણી તેને સ્પર્શતી નથી. ધર્માત્માને વિકલ્પ થાય, સહેજે વાણીમાં ઉપદેશ નીકળે. તત્ત્વનો ઉપદેશ નીકળે. થાય કે આમાં જ આપણો મોક્ષ છે, પણ વાણી અરૂપી આત્મામાંથી નીકળતી નથી. જો આત્મામાંથી નીકળતી હોય તો સિદ્ધમાંથી પણ નીકળવી જોઇએ. પણ સિદ્ધમાંથી વાણી નીકળતી નથી. શ્રોતામાં પણ વાણી પ્રવેશી જતી નથી. વાણીથી આત્મા અગોચર છે. પ્રમાણ આદિથી આત્માનું સ્વરૂપ નક્કી કરીને, વાણી તરફનું લક્ષ છોડીને, જ્ઞાનને આત્મામાં વાળે તો આનંદકંદ આત્મા અનુભવવામાં આવે. ગૌતમસ્વામી તીર્થંકરની વાણી સાંભળવા બેઠા હોય તેમાં ઉપયોગને પરોવતા હોય પણ જ્યારે વાણીમાંથી ઉપયોગ છૂટી જાય છે ત્યારે સાતમા ગુણસ્થાને આત્માનો અનુભવ કરતા હોય છે. અનુભવમાં એક આત્મા સિવાય કોઇનું અવલંબન છે જ નહિ. બહારનું કોઈ સાધન છે જ નહિ. તારો પોતાનો આત્મા, તારા પોતાના જ્ઞાનથી, તારા પોતાના અનુભવમાં આવે એવો જ છે. પણ તું બહારમાં ક્યાં

સમ્યગ્દષ્ટિ જીવ હમેશાં પરાવલંબન ટાળવા તત્પર રહે છે. તેથી શકિત પ્રમાણે તપ કરવાનો વિચાર કરીને ચોવીસ કલાક માટે આહારનો ત્યાગ કરે છે. તે વખતે તેની માન્યતા કેવી હોય? આહાર નહિ લેવાનો જે રાગ મિશ્રિત વિચાર આવે છે તે ભલો ભાવ છે, તે પ્રશસ્ત ભાવ છે. તે ભાવનું ફળ, પુણ્યબંધ છે. તે પુણ્યબંધનો સ્વામી હું નથી. ગમે તેવાં પુણ્ય બંધાઈ જાય પણ તે બંધનો સ્વામી હું નથી, આ માન્યતા તે જીવને પહેલે ધડાકે જ હોય છે બીજી માન્યતા એવી હોય કે આહાર-પાણી પરવસ્તુ છે. તેને છોડવા કે મૂકવા તે મારો અધિકાર નથી. પરંતુ જ્યારે સમ્યગ્દષ્ટિ, પરવસ્તુ ઉપરનું અવલંબન છોડવાનો નિર્ણય કરે છે ત્યારે નિમિત્ત-નૈમિત્તિક સંબંધ તેવો જ હોય છે કે તેટલો વખત આહાર-પાણી સાથે તેને સંયોગ થતો નથી. આહાર-પાણીનો સંયોગ ન થયો તેથી ધર્મ પણ થતો નથી અને બંધ પણ થતો નથી તેમ સમ્યગ્દષ્ટિ માને છે. ત્રીજી માન્યતા રાગના સ્વામીપણાનો અભાવ. રાગના અસ્વામીપણાનો અભિપ્રાય છે તે દઢ થાય છે. તેથી આહાર-પાણી વગેરે લેવાનો અશુભ રાગ હતો તે સાચા અભિપ્રાયથી આહાર લેવાનો અશુભ રાગ ટળ્યો તે ધર્મનો અંશ છે, વીતરાગતાનો અંશ છે, આહાર નહિ લેવાનો ભલો વિકલ્પ છે, પણ તે વિકલ્પનું ધણીપણું તેને નથી, તેથી શુભ-અશુભ ઈચ્છાનો નિરોધ થયો તેટલે અંશે નિર્જરા છે, ધર્મ છે.

---

## ૨૮) સં. ૨૦૧૧ના આસો શુદ ૮ રવિવાર તા. ૨૩-૧૦-૫૫

ઉદાયન રાજાએ આત્માને જાણ્યો છે અને આરાધ્યો છે. અજ્ઞાન, મિથ્યાત્વ એટલે સ્વર્ગ, નરક, મુકિત કોણે દીઠા છે, સ્વર્ગના સમાચાર કોને આવ્યા છે, બધાં ધર્મશાસ્ત્રો જૂઠાં છે, કોઇ સાચું જ્ઞાન બતાવી શકતાં નથી. પુણ્ય, પાપ જેવું કંઇ છે જ નહિ. સ્વર્ગ, નરક જેવું કંઇજ નથી. અહીં સુખ ભોગવે તે સ્વર્ગ, દુઃખ ભોગવે તે નરક. હિંસા તે પાપ અને દયા તે પુણ્ય તે કહેવાનું જ છે. સર્વ ઠેકાણે હિંસા છે જ. કોઇ પણ ઠેકાણે પગ મૂકવા જેવું નથી. આ તો પૃથ્વી સારી છે કે પગ મૂકવા

કરતાં કરતાં સત્ સમાગમને સેવતાં, સેવતાં તેની વાણીના નિમિત્ત દ્વારા ઇચ્છામિશ્રિત વિચાર આવે પરંતુ તે ઇચ્છા મારી નથી, તે રાગ મારો નથી તેમ પ્રતીતિ કરી તેટલે અંશે રાગથી પોતે પાછો ફરી શકે છે. ઇચ્છા મારૂં સ્વરૂપ નથી, રાગ મારૂં સ્વરૂપ નથી એટલું નક્કી કર્યે ન ચાલે. ઇચ્છા કે રાગ હું નહિ તે તો નકાર સ્વરૂપ થયું. હકાર સ્વરૂપ જાણવું જોઇએ. હકારનું સ્વરૂપ સમજ્યા વગર નકારનું સ્વરૂપ સમજાય નહિ.

એવંતાકુમાર માતાને કહે છે, 'હું જાણું છું તે નથી જાણતો, નથી જાણતો તે જાણું છું.' એમ પ્રથમ હકાર પછી નકાર, પછી નકાર, પછી હકાર એમ હકાર-નકારને યથાર્થ રીતે જાણ્યા, તેથી ભૂલ ટળતાં અંદરથી સમ્યગ્દર્શન પ્રગટ થયું. જ્યાં સુધી પોતાનું અસ્તિ સ્વરૂપ જાણે નહિ ત્યાં સુધી નાસ્તિ સ્વરૂપ યથાર્થપણે જણાય નહિ. એમ બન્ને પડખાંને સમજે તો જ અસ્તિ-નાસ્તિ સમજાય. આ ઇચ્છાનિરોધની રીત છે. પોતાનું અસ્તિત્વ જેણે નક્કી કર્યું તેણે એમ નક્કી કર્યું કે હું સ્વપણે છું, પણ પરપણે નથી. જીવનું સ્વપણું તે ચૈતન્ય - સ્વભાવ છે. જીવ જડપણે નથી, શરીરપણે નથી. રાગ, મોહ, વિકારપણે નથી. આમ જ્યાં નક્કી થયું ત્યાં જીવ તત્ત્વ, અજીવ તત્ત્વ આદિની ભૂલ ટળતી જાય છે. ઇચ્છા મારું સ્વરૂપ નથી. તે ક્ષણિક છે, તેને ટાળતાં ટાળી શકાય છે, એમ અમુક અંશે રાગ રહિત પ્રથમ વિચારમાં નક્કી કરતાં નક્કી થતું જાય છે. નક્કી કર્યા પછી જીવ પોતે પરથી પોતાનું લક્ષ ઉઠાવીને પોતાના ત્રિકાળી અસ્તિ તરફ લક્ષ વાળે છે, ત્યારે તેને સ્વરૂપની પ્રતીતિ પ્રગટે છે. પ્રતીતિનું વેદન આવતાં સંવર, નિર્જરા, મોક્ષ તત્ત્વની ભૂલ ટળે છે. હું અખંડ ચૈતન્ય સ્વરૂપ છું એવી પ્રતીતિ થતાં હજી રાગ, ઇચ્છા હોવા છતાં તે ઇચ્છા કે રાગ ઉપરનું જે સ્વામીત્વપણું હતું તે અભિપ્રાયમાંથી ટળી જાય છે, ને જીવને યથાર્થ પ્રતીતિ થાય છે તે જીવ પોતાની પ્રતીતિનું ભગવાન ઘુંટણ કર્યા જ કરે છે, ત્યારે જીવને સમ્યગ્દર્શન પ્રગટે છે. સમ્યગ્દર્શન પ્રગટતાં મોક્ષમાર્ગની શરૂઆત થાય છે. તેમાં ગુરુપણું ન હોય.

કાળમાં ટળે નહિ. અનંતકાળથી જીવે બહારથી મિથ્યાત્વ, અવ્રત, આદિને જાણ્યાં છે.

હવે અંતરંગ ભાવ-મિથ્યાત્વ કોને કહેવાય? સ્વ અને પરમાં એકત્વપણાની ભાવના તેને ભાવ-મિથ્યાત્વ કહેવાય છે. અતત્ત્વ શ્રદ્ધાન તે ભાવ-મિથ્યાત્વ છે. પોતાના સ્વરૂપની ભ્રમણા તે ભાવ-મિથ્યાત્વ છે. વિપરીત અભિપ્રાય તે પણ ભાવ-મિથ્યાત્વ છે. નિમિત્તાધીન દૃષ્ટિમાં રોકાઈ જવું તે ભાવ-મિથ્યાત્વ છે. આત્માના પૂર્ણ સ્વરૂપની અશ્રદ્ધા તે ભાવ-મિથ્યાત્વ છે. સર્વ જીવોએ આ મિથ્યાત્વના સ્વરૂપને તોડવું. સર્વ પ્રકારના બંધનું કારણ મિથ્યાત્વ છે. પ્રથમ તેને ટાળવું જોઈએ. તેને ટાળ્યા વગર અવ્રતાદિ અન્ય બંધનાં કારણો ટળતાં નથી, માટે સૌથી પ્રથમ ભાવ-મિથ્યાત્વ ટાળવું જ જોઈએ જેને મિથ્યાત્વ હોય તેને તો અવિરતિ હોય જ છે, પરંતુ મિથ્યાત્વ છૂટી જવા છતાં અવિરતિ કેટલોક કાળ રહે છે. અવિરતિને અસંયમ પણ કહેવાય છે.

સમ્યગ્દર્શન થયા પછી દેશચારિત્રના બળ વડે દેશવિરતિ થાય તેને અણુવ્રત પણ કહેવાય છે. મિથ્યાત્વનો નાશ થયા પછી તુરત જ અવિરતિનો પૂર્ણ અભાવ થાય -- [illegible] ને સાચાં મહાવ્રત તથા મુનિદશા [illegible] છે, ગજસુકુમાર જેવા. જેને [illegible] પ્રમાદ હોય જ. પરંતુ મિથ્યાત્વ, [illegible] કરે તેવા જીવો વિરલા જ હોય છે.

61 FEBRUARY

Monday

20

[illegible] પી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની

તા-૧-૧-૬૭ [illegible]

તથા નવ નોકષાય. તે બધાનાં [illegible] છે. મિથ્યાત્વ, અવિરતિ અને [illegible] એકલો પ્રમાદ, જ્યાં હોય ત્યાં [illegible] જવા છતાં કષાય હોઈ શકે છે. [illegible] વિરતિ, પ્રમાદ અને કષાય એ [illegible] ર છે. કેવળીને યોગ હોય છે [illegible] છે. તે યોગથી પ્રકૃતિ અને

Tuesday

21

દીએ છે. ભક્ષ્યાભક્ષ્ય જેવું કંઇ નથી. એકેંદ્રિય અને માંસ ખાવામાં કંઈ ફરક નથી, બન્નેમાં જીવ છે. જીવને જીવ ખાય તે ભગવાને બતાવેલ છે. સર્વ પદાર્થ ખાવા યોગ્ય છે, આમ માનવું તે અજ્ઞાન, મિથ્યાત્વ છે. જો જ્ઞાનમાં ઊંડા ઊતરીએ તો વેદિયા ઢોર થઈ જઇએ. જ્યાં હિત-અહિતનો, ન્યાય-અન્યાયનો, સત્-અસત્નો કંઇ વિવેક ન હોય, કંઈ પણ પરીક્ષા વિના ધર્મની શ્રદ્ધા કરવી તે અજ્ઞાન, મિથ્યાત્વ છે. જેમકે પશુયજ્ઞ કરીને, પશુનો વધ ચડાવીને ધર્મ માનવો તે અજ્ઞાન, મિથ્યાત્વ છે. આરંભ-સમારંભમાં ધર્મ માનવો, મનાવવો તે અજ્ઞાન, મિથ્યાત્વ છે. જે ભાવે પોતાના સ્વરૂપની હિંસા થાય તેમાં ધર્મ માનવો ને મનાવવો તે અજ્ઞાન, મિથ્યાત્વ છે. મિથ્યાત્વ ચોથે ટળે, પ્રમાદ સાતમે, કષાય બારમે અને યોગ ચૌદમે ટળે. વસ્તુ-સ્થિતિનો નિયમ કેવળજ્ઞાનીએ કેવળજ્ઞાનમાં જોયેલો છે. આ નિયમને નહિ જાણનારા બાલવ્રત અંગીકાર કરી તેમાં ધર્મ માને છે. બાલવ્રતને ધર્મ માનવાના કારણે મિથ્યાદર્શન અને અનંતાનુબંધી કષાયનું પોષણ થાય છે. માટે જ્ઞાનીઓ કહે છે, વસ્તુ-સ્થિતિનો આ નિયમ ખાસ સમજવા જેવો છે. આ નિયમ સમજીને, ખોટા અભિપ્રાય છોડીને, મિથ્યાત્વ છોડીને પોતાના આત્માના અવલંબને સમ્યગ્દર્શન પ્રગટ કરવાનો પુરુષાર્થ કરવો તે જ યોગ્ય છે.

મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, તે બંધનાં કારણો છે. બંધનાં કારણો બે પ્રકારે છે. જીવ ઉદય નિષ્પન્ન અને અજીવ ઉદય નિષ્પન્ન. મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, જીવમાં થાય છે તેથી તેને ભાવ બંધ કહેવાય છે. જે મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાયનાં પરિણામો પુદ્ગલમાં થાયછે, અજીવમાં થાયછે, તેને દ્રવ્ય બંધ કહેવાય છે. દર્શનમોહના પરમાણુ ઉદયમાં આવે છે તે અજીવ છે, તે દ્રવ્ય બંધ છે. દર્શનમોહના ઉદયમાં જોડાઇને મિથ્યાત્વનાં પરિણામ થઇ જાય તો તે ભાવ બંધ છે, તે જીવમાં છે. મિથ્યાત્વ, અવ્રત આદિના સ્વરૂપને જીવ તેના ભેદો સહિત બાહ્યરૂપથી જાણે છે, પણ જીવ ઉદય નિષ્પન્ન છે, તે અંતરંગના ભાવોની જાતને ઓળખે નહિ તો મિથ્યાત્વ વધુ

શુદ્ધ આત્મા છું એવી આત્મ-સ્વભાવ વર્તના, તે તારો નિશ્ચય ધર્મ છે. આ ધર્મમાં સમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્થા સમાઈ જાય છે

સાચા જ્ઞાની પણ દયા, દાન, યમ, નિયમ કરે છે, શુભ ભાવ કરે છે તો તે શા માટે કરે છે, કેમ કરે છે, શી રીતે કરે છે, કોના માટે કરે છે, તે પણ વિચારો અને જ્ઞાનીઓ કહે છે તે પણ સમજો. આત્મા એક પરિપૂર્ણ ચૈતન્ય દ્રવ્ય છે. તેથી આત્મા પોતે પોતાના સ્વભાવે પરિપૂર્ણ છે, તેમ સમ્યગ્જ્ઞાની માને છે, શ્રદ્ધે છે, પ્રતીતિ કરે છે અને તે પોતાના શુદ્ધ સ્વભાવમા ઠરવા, સ્થિર થવા વારંવાર પુરુષાર્થ કરે છે, પ્રયત્ન કરે છે. પોતાના સ્વભાવમાં સ્થિર રહેવાના પુરુષાર્થ કરતા, કરતાં જ્યારે સ્વરૂપમાં ટકી શકે ત્યારે અશુભભાવ ટળે છે અને દાન, દયાના શુભભાવ રહે છે. તે રહેલા શુભભાવનુ તેને સ્વામિત્વ રહેતું નથી. અરે! તીર્થંકરગોત્ર બંધાઈ જાય તેનું સ્વામિત્વ પણ રહેતું નથી. (તમારાથી તો ઝુંપડાં પણ છોડી શકાતાં નથી) તે તો રાગના જ્ઞાતા છે, ભલા ભાવના જ્ઞાતા છે. દૃષ્ટિની અપેક્ષાએ જ્ઞાની પોતે પોતાને પરિપૂર્ણ માને છે. જ્ઞાનની અપેક્ષાએ પોતાનો ત્રિકાળ શુદ્ધ સ્વભાવ, પોતામાં થતી શુદ્ધતા અને રહી જતી અશુદ્ધતા, તેને જેમ છે તેમ જાણે છે, એટલે કે તેનો પણ જ્ઞાતા છે.

ચારિત્રની અપેક્ષાએ પોતામાં બાકી રહેલા અશુદ્ધ ભાવને એટલે શુભાશુભ ભાવને ધર્માત્મા ઝેર સમાન ગણે છે, રોગ સમાન ગણે છે. તેને ટાળવાનો તેનો પુરુષાર્થ વર્તે છે. એ રીતે જ્યારે શુદ્ધ ભાવમાં ટકી શકાતું નથી ત્યારે તેને ભલા ભાવ થાય છે, દેવાદિની ભક્તિના ભલા ભાવ થાય છે અને ત્યારે તે ભલા ભાવને અનુકૂળ બાહ્ય પદાર્થોના સંયોગો રહે છે. જ્ઞાનીઓ પોતામાં થતા તમામ કષાયને અકષાય સ્વરૂપની દૃષ્ટિના બળે ટાળવા માગે છે ત્યારે તેમાં ક્રમ પડે છે. તેથી વચ્ચે દેવાદિની ભક્તિ કરવાના ભલા ભાવ આવે, તીર્થંકર ગોત્ર બંધાય જાય તેવો ઉત્કૃષ્ટ ભલો ભાવ પણ આવે. પણ તે શુભ ભાવને જ્ઞાની કદી ધર્મ ગણતા નથી પણ પુણ્યબંધનું કારણ છે,

પ્રદેશબંધ થાય છે. બંધનું મુખ્ય કારણુ મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય છે. તે ચારમાંથી ઉત્કૃષ્ટ કારણુ મિથ્યાત્વ છે. મિથ્યાત્વ ટાળ્યા વિના અવિરતિ આદિ બંધનાં કારણો ટળે નહિ. તે અબાધિત નિયમ, અનંતા જ્ઞાનીઓનો છે, તેમાં જરાયે ફેર થાય તેમ નથી.

સૌથી મહાન પાપ કયું ? મિથ્યાત્વ. મિથ્યાત્વ હોય ત્યાં અન્ય સર્વ પાપોનો સદ્ભાવ હોય છે, માટે મિથ્યાત્વનો નાશ કરવો જોઇએ. મિથ્યાત્વનો નાશ કરવા જીવે પ્રથમ શું કરવું જોઇએ ? સત્‌ના સમાગમે જીવે પોતાના સ્વરૂપની જેવી છે તેવી શ્રદ્ધા અને સમજણુ કરવી. અવિચારે જીવ ભૂલ્યો છે, તો તે, વિચારથી ઠેકાણે આવે છે. સત્‌ના સમાગમે સાચી સમજણુ કેળવી, ચાર બોલનું ખૂબજ ધ્યાન રાખવું. (૧) સ્વ દયાનું (૨) પર દયાનું (૩) સ્વરૂપ દયાનું (૪) નિશ્ચય દયાનું. તે ચાર પ્રકારની દયાનું સ્વરૂપ બરાબર સમજવું.

પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, ત્રસકાય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરેંદ્રિય, પંચેદ્રિય, સંજ્ઞી, અસંજ્ઞી, એટલે ત્રસ અને સ્થાવર. આ પર જીવને ન મારવાનો, કે દુઃખ નહિ દેવાનો પોતાનો જે ભલો ભાવ છે તે ભલા ભાવને વીતરાગ દેવ, પર દયા કહે છે. આ આત્મા અનાદિ કાળથી મિથ્યાત્વથી ગ્રહાયો છે, હજી એ તત્ત્વ પામતો નથી, જિન આજ્ઞા પાળી શકતો નથી, તત્ત્વ ચિંતવી શકતો નથી. એમ ચિંતવી ધર્મમાં પ્રવેશ કરવો તે સ્વદયા છે. સૂક્ષ્મ વિવેકથી હું કોણુ ? પર કોણુ ? મારૂં સ્વરૂપ શું ? પરનું સ્વરૂપ શું ? આ વર્ગણા કોની ? સ્વ-પરની ભિન્નતા કરવી એમ સૂક્ષ્મ વિવેકથી પોતાના સ્વરૂપની વિચારણા કરવી તે સ્વરૂપ દયા છે. શુદ્ધ સાધ્ય ઉપયોગમાં એકતા ભાવ અને અભેદ ઉપયોગ તે નિશ્ચય દયા છે. આ ચારને સમજીને જીવ ઠરી જાય તો અનાદિનું મિથ્યાત્વ ટળી જાય.

પોતાના સ્વરૂપની ભ્રમણા ટાળવી, આત્માને આત્મભાવે ઓળખવો— (અસ્સા, તું તારા ભાવે તને ઓળખ ને ! તેમાં શું પૈસા આપવા પડે છે?) આ સંસાર તે મારો નથી, હું એથી ભિન્ન, પરમ અસંગ, સિદ્ધ સદૃશ,

તેમ બરાબર જાણે છે. સાચી શ્રદ્ધા અને જ્ઞાન એકી સાથે થાય પણ ચારિત્રમાં ક્રમ પડયા વિના રહે નહિ. કેવળી ભગવંત અને સિદ્ધ ભગવંતને શ્રદ્ધા અને જ્ઞાન સરખાં હોય, પણ છદ્મસ્થને તેમ ન હોય, કારણ કે સમ્યગ્જ્ઞાનીને અંશે રાગ ટળ્યા છે અને અંશે રાગ રહ્યા છે.

પોતે સરાગી અવસ્થામાં છે તે બરાબર જાણે છે. રાગ છે તેને ટાળવા મથે છે. રાગ હોય ત્યાં સુધી પૂરું ચારિત્ર થાય નહિ. ગૌતમ સ્વામીના દૃષ્ટાંતથી સમજવું. આ ભવમાં ચારિત્ર પૂરું કર્યે જ છૂટકો છે. તેથી ધર્માત્મા તે શુભ રાગને ધર્મ કે આદરણીય ગણતા નથી પણ તેને ટાળવાનો પુરુષાર્થ વર્તે છે. આવા જ્ઞાનીઓની જ્ઞાનદશા જોઈને પોતાની દશા સાથે મેળ બવરાવીને પછી પોતાની દશાનું નિરીક્ષણ કરે અને પોતાના સ્વરૂપને સમજીને ઠરે તો તે જીવનું જરૂર અલ્પકાળમાં કલ્યાણ થશે.

---

## (૯) સં. ૨૦૧૧ના આસો શુદ ૯ સોમવાર તા. ૨૪-૧૦-૧૯૫૫

એકાંત મિથ્યાત્વની વાત ચાલે છે. એકાંત મિથ્યાત્વ એટલે શું? વસ્તુને એકાંત સર્વથા અસ્તિરૂપ, સર્વથા નાસ્તિરૂપ, સર્વથા નિત્યરૂપ, સર્વથા અનિત્યરૂપ, સર્વથા એકરૂપ, સર્વથા અનેકરૂપ, સર્વથા શુદ્ધરૂપ, સર્વથા અશુદ્ધરૂપ, સર્વથા સતરૂપ, સર્વથા અસતરૂપ, એમ માનનાર એકાંત મિથ્યાદૃષ્ટિ છે. તેમ માનવાથી કામ ન ચાલે. વસ્તુ કથંચિત અસ્તિરૂપ, કથંચિત નાસ્તિરૂપ, માને તો તે અનેકાંત છે. વસ્તુને કથંચિત નિત્ય, કથંચિત અનિત્ય માને તો તે માન્યતા સમ્યક્ અનેકાંત સ્વરૂપ છે, તે મોક્ષનું કારણ છે. એકાંત માન્યતા, સંસારનું કારણ છે. વસ્તુને ગુણ પર્યાયથી સર્વથા ભિન્ન માને કે સર્વથા અભિન્ન માને તે ન ચાલે. પરંતુ કથંચિત ભિન્ન અને કથંચિત અભિન્ન છે તેમ સમજવું જોઈએ.

કાળ જ બધું કરે છે, કાળ જ ધર્મ પમાડે છે તે માન્યતા ખોટી છે. દરેકે દરેક વસ્તુ પોતે પોતાને કારણે પોતાની પર્યાયને ધારણ કરે છે. તે જ તે વસ્તુનો સ્વકાળ છે. તે વખતે વર્તતી કાળદ્રવ્યની પર્યાય તે નિમિત્ત છે, આમ સમજવું તે યથાર્થ છે અને [illegible] છે, તેથી એકાંત મિથ્યાત્વનો નાશ થાય છે.

આત્મા પોતે પોતાના જ્ઞાનસ્વભાવનો ઘાત કરે, જ્ઞાનભાવનો ઘાત કરે, ત્યારે આત્માના જ્ઞાનગુણની ઘાતમાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય તે જ્ઞાનાવરણીય કર્મ કહેવાય છે. પોતે પોતાના દર્શનભાવનો ઘાત કરે ત્યારે આત્માના દર્શનગુણની ઘાતમાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય છે તે દર્શનાવરણીય કર્મ કહેવાય છે. જ્યારે આત્મા પોતે મોહભાવ વડે પરલક્ષે આકુળતા કરે, વ્યાકુળતા કરે ત્યારે સગવડતા કે સગવડતારૂપ સંયોગો પ્રાપ્ત થવામાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય છે, તેને વેદનીય કર્મ કહેવાય છે. શાતાના સંયોગો પ્રાપ્ત થાય તો શાતાવેદનીય કર્મ નિમિત્ત કહેવાય, અશાતાના સંયોગો પ્રાપ્ત થાય તો અશાતાવેદનીય કર્મ નિમિત્ત કહેવાય છે.

જીવ પોતાના સ્વરૂપને ભૂલીને અન્યને પોતાનું સમજે, અથવા સ્વરૂપાચરણ આચરવામાં અસાવધાની કરે, ત્યારે જે કર્મનો ઉદય નિમિત્ત થાય છે, તેને મોહનીય કર્મ કહેવાય છે. જ્યારે જીવ પોતાની યોગ્યતાથી નરક, દેવ, તિર્યંચ કે મનુષ્યના શરીરમાં રોકાઇ રહે ત્યારે જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને આયુષ્ય કર્મ કહેવાય છે. જીવ જે શરીરમાં હોય તે શરીરાદિની રચનામાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય છે તેને નામ કર્મ કહેવાય છે. જીવને ઉચ્ચ–નીચ આચરણવાળા કુળમાં પેદા થવામાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને ગોત્ર કર્મ કહેવાય છે. જીવને દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય, એ પાંચનાં વિઘ્નમાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને અંતરાય કર્મ કહેવાય છે.

કર્મના આ આઠ ભેદોમાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતી કહેવાય છે, કારણ કે તે ચાર, જીવના અજીવી ગુણોની પર્યાયની ઘાતમાં નિમિત્ત છે. વેદનીય, આયુષ્ય, નામ, ગોત્ર, ચાર અઘાતી છે, કારણ કે તે જીવના પ્રતિજીવી ગુણોની પર્યાયની ઘાતમાં નિમિત્ત છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગ, જીવની સાથે રહેવાવાળા હોય છે. આત્મા જ્યાં ત્યાં જાય છતાં તે ગુણો રહે માટે તેને અજીવી ગુણ કહેવાય છે અને અભાવરૂપ ગુણોને પ્રતિજીવી ગુણ કહેવાય છે. કેવળજ્ઞાન, કેવળદર્શન થયું છતાં અવ્યાબાધ સુખ થયું નથી. કારણ ત્યાં

બંધ, તે જીવની અશુદ્ધ દશા છે, અશુદ્ધ દશા તે સંસારનું કારણ છે. સંવર, નિર્જરા, તે જીવની શુદ્ધ દશા છે, તે મોક્ષનું કારણ છે.

જીવનું સંપૂર્ણ શુદ્ધ અવસ્થામાં લક્ષણ શું? અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતવીર્ય અને અનંતસુખ, તે પૂર્ણ શુદ્ધ દશાનું લક્ષણ છે. સાધક અવસ્થામાં અલ્પ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપનો સમ્યક્ પ્રકારે ઉઘાડ હોય છે-તે સાધક દશાનું લક્ષણ છે. મિથ્યાદશામાં મિથ્યાજ્ઞાન-દર્શન-ચારિત્ર, રાગ-દ્વેષ હોય છે તે સર્વથા અશુદ્ધ દશાનું લક્ષણ છે. અજીવનું લક્ષણ શું? જડ અને અચેતન. પુણ્યના બે પ્રકાર. શુભ પરિણામથી ભાવપુણ્ય અને શુભ કર્મના દળમાં શાતાના સંયોગો તે દ્રવ્યપુણ્ય. ભુંડાં પરિણામ તે ભાવપાપ; અશુભ કર્મનાં દળિયાં બંધાય છે તેમાં અગવડતાના સંયોગો તે દ્રવ્યપાપ. શુભાશુભ વિચારો કે પરિણામો તે ભાવ આશ્રવ છે. શુભાશુભ દ્રવ્યનું એક ક્ષેત્રે એકઠું થવું તે દ્રવ્ય-આશ્રવ છે. શુદ્ધ આત્માનો ઉપયોગ આત્મામાં ટકે તે ભાવ સંવર છે. શુભાશુભ કર્મનું અટકી જવું તે દ્રવ્ય સંવર છે. શુદ્ધ ઉપયોગમાં વૃદ્ધિ થવી તે ભાવ નિર્જરા. કર્મના દળનું આત્માથી અંશે અંશે છૂટી જવું તે દ્રવ્ય નિર્જરા. પર્યાયમાં સંપૂર્ણ શુદ્ધતા તે ભાવ મોક્ષ. આઠે કર્મ છૂટી જવાં તે દ્રવ્ય મોક્ષ. સમ્યગ્દર્શનનું ચિંતવન કર્યા કરવું તેનું ફળ સુખ છે.

નિશ્ચય સમકિતની ઓળખાણ કેમ થાય? સ્વાનુભૂતિથી થાય. જે અતીંદ્રિય એટલે ઇંદ્રિય સુખ રહિત, આત્મિક નિર્વિકલ્પ સુખનો અનુભવ છે, ત્યાં સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શનનો વિષય આખો આત્મા છે. તો દ્રવ્ય, ગુણ, પર્યાય, કોને કહેવાય? ગુણોના સમુહને દ્રવ્ય કહેવાય. જે ગુણ, પર્યાય યુક્ત હોય તે દ્રવ્ય. જે ગુણોનું ભાજન હોય તે દ્રવ્ય. ગુણ કોને કહેવાય? જે હમેશાં દ્રવ્યના પૂરા ભાગમાં અને બધી હાલતમાં રહે છે તેને ગુણ કહેવાય છે. જે દ્રવ્યને ઓળખાવે તેને ગુણ કહેવાય. હાલત અથવા પર્યાય-જે રૂપાંતર પામે, પલટતી રહે તેને પર્યાય કહેવાય છે. પર્યાયના બે પ્રકાર છે. જે બીજા દ્રવ્યથી ન થાય તે શુદ્ધ પર્યાય. જે સર્વ કાળમાં એક સરખું પરિણમન કરે

અજ્ઞાનદશાના અનાદિ કાળના ઝઘડા, પોતાની સવળી માન્યતા કર્યા વિના ટળે તેમ નથી.

એક મનુષ્યને ઉત્તરાયણને દિવસે કોઈએ એક કાળી દોણી દાનમાં આપી, તે લઈ તે પોતાને ઘેર આવ્યો અને પોતાની સ્ત્રીને આપી. સ્ત્રીને તે ખૂબ ગમી. દૂધની ગોરસ થાય તેવી છે. ત્યારે તેનો પતિ કહે છે–"મારો વિચાર ભેંસ લેવાનો છે. તું કહે તો લાવું." સ્ત્રી કહે–"લાવવી હોય તો ઝટ લાવો. મારી માને દૂધની મલાઈની જરૂર છે." પતિ કહે–"તારી માને તર આપવા માટે હું ભેંસ નથી લાવવાનો. તર તો હું ખાઈશ." સ્ત્રી કહે છે–"મારી માને તર આપવી પડશે." બન્ને ઝઘડયા. તેમની બાજુમાં એક ડાહ્યો માણસ રહેતો હતો. બન્નેને ઝઘડતા જોઇ તે તેમના ફળીમાં આવ્યો અને તેમની કાળી દોણી ફોડી નાખી. પતિ–પત્ની કહે છે–"કેમ અમારી દોણી ફોડી?" ડાહ્યો માણસ કહે છે, "તમારી ભેંસ, મારૂં આખું ખેતર ખાઈ ગઇ." આ લોકો કહે છે–"અમારે ભેંસ છે જ નહિ." ત્યારે ડાહ્યો માણસ કહે છે–"તો પછી તર માટે શાના ઝઘડા કરો છો?" પતિ–પત્ની શરમાઇ ગયાં અને ઝઘડો શમી ગયો.

સ્વ–પરના જાણનારા જ્ઞાની, સ્વ–પરના અજ્ઞાનીને કહે છે–"તમે શા માટે ઝઘડામાં પડયા છો?" એમ કહી અનાદિ કાળના ઝઘડા કેમ મટે, તે બતાવે છે. પોતાની વર્તમાન ભૂલ સમજાય તો ઝઘડા આપો–આપ મટી જાય. અહો ભવ્ય જીવો! આ ચેતનઘન આત્મા નિરુપાધિક છે. સ્વભાવે શુદ્ધ છે. તેનો ધર્મ પણ શુદ્ધ છે. આ શુદ્ધ ધર્મની સાથે અનાદિકાળથી ચાલી આવતી ભૂલનો ઝઘડો ચાલ્યો આવે છે. તે ઝઘડો તો જ્ઞાની સત્પુરુષ પાસે ફરિયાદ કરવાથી ટળે. સંસારની લેવડ–દેવડના ઝઘડામાં ડાહ્યા માણસને વચ્ચે નાખી તેના નિર્ણય પ્રમાણે કરવાથી ઝઘડા શમી જાય છે. તેજ રીતે સહજ શુદ્ધ, નિરુપાધિક, ચૈતન્યનો, શુદ્ધ, ધર્મ સાથે ઉપાધિરૂપ ભૂલનો ઝઘડો મટતો નથી, તેને ટાળવાની રુચિ થતાં સદ્ગુરુ પાસે ફરિયાદે જા. સત્પુરુષ, ઝઘડાનું મૂળ કારણ તથા

આત્માના અનંત ગુણ છે, તે બધામાં સમ્યગ્દર્શન ગુણ શ્રેષ્ઠ છે. સમ્યગ્દર્શન એટલે આત્મદર્શન. આ ગુણ પ્રગટતાં બીજા બધા ગુણો શુદ્ધ થાય છે. જીવનની ભૂમિકા, આત્માનો અનુભવ છે. અનુભવ દ્વારા આત્મિક રસ લેવાય છે. આત્મિક અનુભવ, આત્માનો સાક્ષાત્કાર, એજ સમ્યગ્દર્શનનો અર્થ છે. શુદ્ધાત્માનો અનુભવ થાય છે ત્યાં સમ્યગ્દર્શન હોય છે. **"પરમથ્થ સંથવો."** પરમ અર્થ એટલે પ્રધાન તત્ત્વ. નવ તત્ત્વમાં પ્રધાન તત્ત્વ કયું ? જીવ તત્ત્વ. 'સંથવોવા' એટલે તેનો પરિચય કરવો, અનુભવ કરવો, તે સમ્યગ્દર્શનનું લક્ષણ છે. પરમ તત્ત્વના અનુભવ વગર અનંતું પાપ છૂટે નહિ. મોક્ષની પ્રાપ્તિ માટે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર, તપની આવશ્યકતા તમને લાગે છે કે નહિ ? 'લાગે છે.' પ્રધાન તત્ત્વ આત્મા છે. મોક્ષ માટે દર્શનાદિની આવશ્યકતા છે. સમ્યગ્દર્શનથી જ્ઞાનની શુદ્ધિ થાય છે. સમ્યગ્જ્ઞાનથી ચારિત્રની શુદ્ધિ થાય છે. સમ્યક્ચારિત્ર-તપથી નિર્વાણ થાયછે. નિર્વાણથી મોક્ષનું અનંતું સુખ થાય છે. જે બધા સિદ્ધ થયા તે રત્નત્રયની પૂર્ણતા કરીને સિદ્ધ થયા છે. તેમાંથી એકે અપૂર્ણ હોય તો તેની મુક્તિ થતી નથી. માટે તેને પ્રગટ કરવાનો પુરુષાર્થ કર તો અનંતા દુઃખો અને ઝઘડા ટળી જાય છે. આટલું નક્કી કરી લેજો.

જીવના, ચેતનાગુણના બે ભેદ છે. (૧) જ્ઞાન ચેતના (૨) અજ્ઞાન ચેતના. રાગ, દ્વેષ, મોહરહિત શુદ્ધ આત્મ-જ્ઞાન-શુદ્ધ આત્માનો અનુભવ તે જ્ઞાન ચેતના. જ્યારે કેવળજ્ઞાન પ્રગટે છે ત્યારે તેને પરિપૂર્ણ જ્ઞાન ચેતના કહેવાય છે. જ્ઞાન ચેતનાની શરૂઆત અનંતાનુબંધી કષાય અને દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિ જતાં, આત્માનો જ્યારથી અનુભવ પ્રગટે છે ત્યારથી થાય છે. બીજના ચંદ્રની જેમ, જ્ઞાન ચેતનાની શરૂઆત થાય છે. ત્યાંથી કંઈક અંશે અતીંદ્રિય આત્મિક સુખનો અનુભવ થાય છે. યથાર્થ આત્માનું સ્વરૂપ ન સમજે, કેવળજ્ઞાનીએ આત્માનું જેવું સ્વરૂપ કહ્યું છે તેમ ન સમજે, પરંતુ ઈંદ્રિયોના વિષયમાં, કષાયમાં ઉપયોગ જોડીને તેમાં સુખ માને, ત્યાં સુધી તેને અજ્ઞાન ચેતના કહેવાય છે.

છે કે સંસાર અજ્ઞાનથી છે, અજ્ઞાનથી ભય છે, અજ્ઞાનનો ત્યાગ સમ્યગ્દર્શનથી જ છે. સમ્યગ્દર્શન વિના સંસારનો અંત નથી. તે ડગલે ને પગલે વિચારે છે. પૂર્વ કર્મના ઉદયે અજ્ઞાન ટાળવામાં આત્મિક વીર્ય ઊપડતું ન હોય અને અંદરમાં મૂંઝવણ થતી હોય તે વખતે તું ધીરજ રાખ અને સતપુરુષના સમાગમે જે કંઈ આત્મ-સ્વરૂપનો બોધ મળ્યો હોય તેનો વારંવાર વિચાર કર્યે જ રાખવો.

સત્ સ્વરૂપના વિચારે દર્શનમોહનો રસ ઘટી જઈને અનાદિનું અજ્ઞાન ટળી જશે. કારણકે નિશ્ચયથી અજ્ઞાનને ટાળવાનો જે ઉપાય છે તેનો સ્વીકાર થયો. તે સ્વીકારની પાછળ અજ્ઞાનથી છૂટી જવાની બુદ્ધિ છે: ત્યાં અજ્ઞાન આધાર વિનાનું થયું. આધાર વિનાનું અજ્ઞાન પછી શી રીતે ટકી શકે? ન જ ટકી શકે.

જીવને જ્ઞાની પુરુષ મળ્યા, તેમની વાણી સાંભળવા મળી તે પૂર્વના પુણ્યનું ફળ છે. અજ્ઞાનને પૂર્વ કર્મનો આધાર છે. જે જીવ પૂર્વ કર્મની નિવૃત્તિને ઇચ્છે છે તે જીવને ક્રમે ક્રમે અજ્ઞાન ટાળવા યોગ્ય થઈ જાય. અજ્ઞાનથી થતી આકુળતા–વ્યાકુળતા ધીરજથી સહન કર. પરવશ પણે, ભયને લઈને સહન કરવામાં બાકી રાખી નથી. સત્‌ના સમાગમે જે બોધ મળ્યો છે તે બોધના સત્‌વિચારથી જરૂર એક સમય એવો આવશે કે સ્વ-સન્મુખ થતાં અજ્ઞાન ટળી જશે. આવો પાકો વિશ્વાસ રાખીને સદ્‌બોધરૂપ આત્માના સ્વરૂપમાં લીન થઈને સદ્‌વિચારની શ્રેણીએ ચડશે તે જીવ જરૂર સમ્યગ્દર્શનને પામશે. જીવનું સહજ સ્વરૂપ સમ્યગ્દર્શન છે. તેથી અજ્ઞાન ટળશે. જે પોતાના નહિ એવા બીજા પદાર્થોમાં પોતાને સ્વપણે માને છે તે અજ્ઞાન અને તે જ સંસાર છે.

અનંત દુ:ખનો હેતુ, અજ્ઞાન છે. ખોટી માન્યતા તે અનંત પાપ છે. અજ્ઞાન ટળતાં સહજ મોક્ષ છે. એ અજ્ઞાન ટાળવા માટે જ્ઞાની પુરુષની વાણીનો વિચાર તેના સદ્‌બોધના વિચારનું મનન કરવું, તેને ભગવાને સાધન કહ્યાં છે. સાધન તો સાધન રૂપ જ છે. પણ જીવ પોતાના બાલ-

અલ્પતા અને પામરતા છે. અહો! અહો! ક્યાં કેવળીની દશા અને ક્યાં એ દશાને પામવા માટે પ્રવર્તતા સંત મુનિઓનો ઉત્કૃષ્ટ પુરુષાર્થ અને ક્યાં મારી પામરતા! એમ સમ્યગ્દૃષ્ટિને પર્યાયનો વિવેક હોય છે. જો ન હોય તો તેને સમ્યગ્દર્શનનાં ઠેકાણાં નથી, તેમ માની લેજો. આવી રીતે પર્યાયનો વિવેક રાખવો, જ્ઞાનીઓની જ્ઞાન-દશા અને અજ્ઞાનીઓની અજ્ઞાન-દશાને જોઈને જો પર્યાયનો વિવેક કરશો તો તમો પણ પૂર્ણ પદને પામી જશો.

---

## 33) સંવત ૨૦૧૧ના આસો શુદ ૧૩ શુક્રવાર તા. ૨૮-૧૦-૫૫

જ્ઞાની-અજ્ઞાનીની વાત ચાલે છે. અજ્ઞાનીને તીવ્ર રાગ, દ્વેષ, મોહ વર્તે છે કે જે દુઃખનું જ કારણ છે. જ્ઞાનીને આત્માના સ્વરૂપની ઓળખાણ, શુદ્ધ સ્વભાવી સિદ્ધ સમાન આત્માના સ્વરૂપની ઓળખાણ વર્તે છે. છતાં અનાયાસે રાગ, દ્વેષ, થઈ જાય છે. તેમાં મમત્વપણે જ્ઞાની વર્તતો નથી અને અજ્ઞાની મમત્વપણે વર્ત્યા વગર રહેતો નથી. જ્ઞાનીને રાગ કે સંસારની રુચિ નથી, અજ્ઞાનીને સ્વરૂપની રુચિ નથી. જ્ઞાની પુણ્યનો ધણી નથી, અજ્ઞાની પુણ્યનો ધણી થયા વિના રહેતો નથી. જ્ઞાની જ્ઞાનનો પુરુષાર્થ જાણીને રાગ, દ્વેષમાં જોડાતો નથી, જ્ઞાનના પુરુષાર્થમાં જોડાય છે. સમ્યગ્જ્ઞાની જીવને બાહ્યથી છ ખંડનાં રાજ્ય દેખાય અને જાણે તેમાં વર્તતો હોય તેમ લાગે, પરંતુ તે અંતરંગમાં પવિત્રતા પૂર્વક નિર્મળપણે વર્તે છે. જ્ઞાનીના પવિત્ર નિર્મળ પરિણામને અજ્ઞાની જીવ સમજી શકે નહિ. સ્વરૂપનું આસ્વાદન થાય છે, સમ્યગ્-દર્શન-જ્ઞાન થાય છે ત્યારે રાગ, દ્વેષ, સંકલ્પ-વિકલ્પ બુદ્ધિપૂર્વક આવે છે તોપણ તેને ટાળતો પૂર્ણતાનો પુરુષાર્થ કરે છે. અબુદ્ધિપૂર્વકનો રાગ, દ્વેષ, સાતમે ગુણસ્થાનકે ચારિત્ર મોહનીય કર્મનો ઉદય અતિ મંદ વર્તે છે. જ્ઞાની, ધ્યાની મુનિરાજ ઘડીકમાં છઠ્ઠે અને ઘડીકમાં સાતમે ઝૂલતા હોય છે. તે વારંવાર નિર્મળ જ્ઞાન-સ્વરૂપમાં સ્વ-સંવેદનપણે પોતાના શુદ્ધ સ્વરૂપનું જે અખંડપણું તે ભાવમાં લીન બનતો થકો, રાગ

બુદ્ધિપૂર્વક રાગ, ચારિત્ર મોહનીય કર્મના ઉદયથી થાય છે. તે રાગ અપ્રમાદ ગુણસ્થાનકની પહેલાં થાય છે. પ્રમાદના કારણે થાય છે. પણ ઉદય, રાગ કરાવતો નથી. છઠ્ઠા ગુણસ્થાનકે સર્વથા બુદ્ધિપૂર્વક રાગ થતો નથી. ત્યાં સંજવલન કષાયનો તીવ્ર ઉદય છે માટે પ્રમાદરૂપ પરિણામોના કારણે ત્યાં બુદ્ધિપૂર્વક રાગ થાય છે. અપ્રમત્ત ગુણસ્થાને સંજવલનનો ઉદય મંદ હોય છે, ત્યાં પ્રમાદનાં પરિણામ સર્વથા હોતાં નથી, કેવળ ધ્યાન-અવસ્થા છે. જેટલી મુનિઓની ક્રિયા છે તે સર્વ પ્રમત્ત ગુણસ્થાનક સુધી છે. સ્વાધ્યાય, ભોજનાદિક ક્રિયાઓમાં પણ વચ્ચે વચ્ચે સાતમું ગુણસ્થાનક આવી જાય છે. કેમકે છઠ્ઠું અને સાતમું, બન્નેનો કાળ અંતર્મુહૂર્ત છે તેથી તે અંતર્મુહૂર્તમાં બદલાઈ જાય છે.

અપ્રમત્ત ગુણસ્થાનકે સૂક્ષ્મ અબુદ્ધિપૂર્વકનો રાગ છે. આ રાગ ક્ષીણ કષાયોની પહેલાં હોય છે. એટલે બારમા ગુણસ્થાનક પહેલાં હોય છે તે પણ વિવક્ષાધીન છે, એટલે કે દશમા ગુણસ્થાનકમાં સૂક્ષ્મ લોભનો ઉદય રહે છે, તેનાથી પહેલાં, નવમા ગુણસ્થાનકમાં બાદર કષાયનો ઉદય હોય છે, તે પણ સૂક્ષ્મ જ છે. દશમા ગુણસ્થાન સુધી સૂક્ષ્મ રાગ-ભાવ રહે છે માટે ત્યાં સુધી અબુદ્ધિપૂર્વક રાગ-ભાવની વિવક્ષા કરે છે. પરંતુ જ્ઞાનીને અપ્રમત્ત ગુણસ્થાનકથી આગળ ઉપશમ અને ક્ષપક શ્રેણી શરૂ થઇ જાય છે તે માટે આઠમાથી દશમા ગુણસ્થાને સ્થૂળ દષ્ટિએ ઉપશમ કે ક્ષાયક ભાવ હોય છે. કોઇ મુનિ ઉપશમ શ્રેણી માંડે છે અને કોઇ ક્ષપક શ્રેણી માંડે છે. જે ઉપશમ શ્રેણી માંડે તેને ઉપશમ ભાવ અને ક્ષપક શ્રેણી માંડે તેને ક્ષાયકભાવ હોય છે.

સ્થૂલ દષ્ટિથી આ ત્રણ ગુણસ્થાનકે ઉપશમ કે ક્ષાયકભાવ હોય છે પણ સૂક્ષ્મ દષ્ટિથી વિચારતાં જ્ઞાનીઓને જ્ઞાનમાં એમ જણાય છે કે ત્યાં ક્ષાયોપશમિક ભાવ છે. કેમકે ચારિત્રમોહનો ત્યાં મંદ ઉદય થઈ રહ્યો છે. મંદ ઉદયની વિવક્ષા કરવાથી સમજાય છે કે ત્યાં ક્ષાયોપશમિકભાવ છે, અન્યથા નથી. બુદ્ધિપૂર્વક-અબુદ્ધિપૂર્વક એ બે સૂચના છે. રાગ, દ્વેષ શુભાશુભ કર્મમાં જોડાવાનો અભિપ્રાય નથી પણ નિમિત્તને વશ, કષાય

વિવેક વગર સમ્યક્‌પણું હોય જ નહિ. જેને પરભાવનો કંઈ ભય નથી, તે તો વિષયગ્રદ્ધી અને પાપી જ છે. તે દૂધ-દહીં વગેરે વિગયો ખાય છે, તેની ઇચ્છા કરે છે અને તપનાં ટાણાં આવે ત્યારે અનેક પ્રકારનાં બહાનાં કાઢીને અરતિ દેખાડે છે. એવા સાધુ–સાધ્વીને પાપ–શ્રમણ કહ્યા છે, કારણકે અજ્ઞાન દશા હોવાથી દ્રવ્યનું ભાન નહિ અને પર્યાયનો વિવેક નહિ માટે પાપી કહ્યા છે. ધર્મી જીવને રાગાદિ ભાવ કરવાનો જરા પણ અભિપ્રાય નથી. અંશે અંશે રાગ થાય છે તેને ટાળવા માટે ચૈતન્ય તરફનો ઉદ્યમ વારંવાર કરે છે.

ભરત ચક્રવર્તીને અંતરમાં રાગ રહિત દૃષ્ટિ હતી. દર્શનમોહનો અભાવ હતો, અનંતાનુબંધીનો અભાવ હતો, તેથી સમ્યગ્દર્શનની સ સ્વરૂપાચરણ ચારિત્ર વર્તતું હતું. રાગના ત્યાગની રુચિ એટલે કર યથાખ્યાત ચારિત્ર પામું એવી ભાવનામાં વર્તતા હતા. તેનું ઉદાહ લઈને મિથ્યાદૃષ્ટિ, સ્વચ્છંદે વર્તે તો તેને મિથ્યાત્વ, આશ્રવનો તીવ્ર બ થશે. હું જ્ઞાની છું, મને કંઈ દોષ લાગતો નથી, એમ માનીને સ્વચ્છંદી અને મંદ ઉદ્યમી થઈને વર્તે છે તે તો સંસારમાં માથાબો ડૂબી ગયો છે.

જેને સમ્યગ્દર્શન થયું છે તે જીવ સાતમેથી છઠ્ઠે આવે ત્યા તે વિવેક ઉપાડે છે કે હજી પર્યાયમાં પામરતા છે. પરનું કર્તાપણું મા તે જ્ઞાતા રહેતો નથી. જે કર્તા થતો નથી તે જ જ્ઞાતાપણે રહે વર્તમાન વર્તતી પર્યાયમાં રાગ–દ્વેષ થાય છે તેને બૂરામાં બૂરા અ ભૂંડામાં ભૂંડા જાણવા અને તેને છોડવાનો પ્રયત્ન કરવો જ જોઈએ. સંસાર સંબંધીના અશુભભાવ છૂટી જાય પછી શુભભાવ રહે અને શુદ્ધ ભા થતાં શુભ પણ છૂટી જાય એમ પર્યાયનો વિવેક રાખીને શુદ્ધ ઉપયોગનો ઉદ્યમ રાખવો તેને જ્ઞાનચેતના કહે છે.

તારામાં વર્તી જ રહ્યું છે તેને સંત સમાગમે ઓળખી તેની સાથે એકતા કરતાં મોક્ષમાર્ગરૂપી કાર્ય થાય છે. અંતરમાં કાર્ય-કારણની એકતા સાધતાં જરૂર મોક્ષની પ્રાપ્તિ થાય. હવે કારણ કોને કહેવાય? કારણ તેને કહેવાય કે, જેના આશ્રયથી કાર્ય પ્રગટે. ચેતનાના ત્રણ પ્રકારોમાં જ્ઞાનચેતના, અજ્ઞાનચેતના, કર્મફળચેતના, તેમાં જ્ઞાનચેતના તે પર્યાયરૂપ છે, કાર્ય છે અને તે વ્યવહાર નયનો વિષય છે. જે ત્રિકાળી શુદ્ધ જ્ઞાનચેતનાનાં પરિણામ, તે કારણ છે. તે કારણના અવલંબને નિર્મળ કાર્ય પ્રગટી જાય છે, જ્ઞાનચેતના પ્રગટી જાય છે, પર્યાય પ્રગટી જાય છે. તારામાં કારણરૂપ શકિત ત્રિકાળ પડી છે. તેના સેવનથી જ મોક્ષમાર્ગ પ્રગટે છે. જેમ મોરના ઈંડામાં મોર થવાની શકિત પડેલી છે તેથી તેમાંથી મોર થાય છે, તેમ ચૈતન્યની શકિતમાં પરમાત્મ-દશા સામર્થ્ય પડ્યું છે તેમાંથી જ પરમાત્મ-દશા પ્રગટે છે. પોતા આત્માની શકિતનો વિશ્વાસ લાવ કે મારામાં પરમાત્મ-શકિત ભરી

ભાઈ! તારા અંતરમાં કેવા ભંડાર ભર્યા છે, તેની આ વાત વહેતી મૂકી છે. જિજ્ઞાસુ હશે તે લઈ લેશે. જેમ લક્ષ્મીની રુચિવાળા રાગી જીવને કોઈ હીરા, માણેકનો ભંડાર બતાવે તો કેવી હોંશથી જુએ, તેમ જેને આત્માની રુચિ છે, તે રુચિને પોષણ મળે તેવા તેના પોતાના જ્ઞાનના ભંડારો મહાન્ જ્ઞાની બતાવે તો કેવી હોંશથી જુએ! હે ભાઈ! અનંતા મોક્ષનાં નિધાન પ્રગટે તેવો તારો ભંડાર છે. સિદ્ધ, અરિહંત, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ, અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંત ચારિત્ર અને અનંત તપ, એ નવ નિધાનરૂપ ભંડાર છે. તારો ભંડાર તને ખુલ્લો કરીને બતાવીએ છીએ. અજ્ઞાની તેને જોતો નથી. એકવાર તો અંતરના ભંડારને દેખ, પછી મોક્ષ માટે બહારનાં કારણો શોધવાનાં રહેવાં ન રહે.

જેને અંતર-શકિતની પ્રતીતિ નથી, રુચિ નથી તે બહારમાં કારણોને શોધે છે. તેને જ્ઞાની કહે છે—"ભાઈ! તારા મોક્ષમાર્ગરૂપી કાર્યનું કારણ સ્વભાવ રત્નત્રય, ત્રિકાળ તારી પાસે જ છે. તેના આશ્રયે

સં. ૨૦૧૧ના આસો શુદ ૧૫ને રવિવાર તા. ૨૫-૧૦-૧૯૫૫

જ્ઞાની કહે છે, અજ્ઞાન ભાવનો કર્તા સ્વયં આત્મા છે. જ્ઞાનમાં જે પરનિમિત્તે ભ્રાંતિ, ભૂલ, ભ્રમણા ભાસે છે તેનો ત્યાગ કર અને તું જ્ઞાન-સ્વરૂપે જેવો ને તેવો રહે. અખંડ જ્ઞાનને ધરીને-પૂર્ણ જ્ઞાનને પામીને તું પોતે શાંત, સ્વચ્છ અને નિર્મળ થા. પોતે પોતાને સમ્યગ્જ્ઞાનપણે અનુભવવાથી અજ્ઞાની ન રહેતાં પોતે જ જ્ઞાની થયો, સમ્યગ્જ્ઞાની થયો. તે જ્ઞાનને સમ્યગ્જ્ઞાનીની દૃષ્ટિ કહેવાય છે. નિજ દૃષ્ટિમાં દોષ નથી, પણ અજ્ઞાનમાં દોષ છે. જે પોતાના જ્ઞાનથી સર્વ દૃશ્યને, પ્રપંચને જાણે છે તેને પોતાના સ્વતઃ જાણવામાં દર્શનમોહ, અજ્ઞાનમોહ વિઘ્નરૂપ થાય છે. દર્શનમોહ નાશ થતાં જેમ જેમ સ્વમાં ઠરતો જાય છે તેમ તેમ વિશ્રાંતિમાં આવતો જાય છે અને સિદ્ધ પદ નજીક આવતું જાય છે.

શુદ્ધ પદમાં હું જ્ઞાતા દૃષ્ટા છું એવું સ્ફુરણ તે વખતે બંધ થયેલ હોય છે. આત્મા પોતે સ્વતઃ સ્વયંભૂ હોવાના કારણથી નિજ સ્વરૂપની નિશાની, પોતે જ પોતાથી જાણે છે. પોતાના અનુસંધાનમાં પોતાના વીર્યને વાળીને પોતાને જાણવાની જો લગની લાગે તો અનુભવ-જ્ઞાન થતાં જ, સ્વસંવેદન થતાં જ, સર્વને જાણવાનો અનુભવ થવા લાગે છે. તે વખતે હું શુદ્ધાત્મા છું, બુદ્ધાત્મા છું, નિરંજન નિરાકાર છું એવો જે વિકલ્પ છે તે વિકલ્પનો સાક્ષી, એક મારા સિવાય બીજો કોઈ નથી. માટે જ્ઞાતાદૃષ્ટાપણાનો જે વિકલ્પ, તે વિકલ્પરૂપ રાગને પણ ટાળ્યા પછી જે શુદ્ધ સ્વરૂપ રહે તે શુદ્ધ સ્વરૂપ નિજ આત્માનું છે.

જ્ઞાન જે ઠેકાણેથી સ્ફુરણ પામે છે તે સ્વાભાવિકપણે પોતે જ છે. આવી રીતે સ્વરૂપ-અનુભવ લેવાનું જાણપણું મેળવીને જેમ છે તેમ જાણી લેવું જોઈએ. તે સ્વરૂપમાં એટલો આનંદ સમાયો છે કે વાત નહિ, તેમાં ઓટ કદી પણ આવતી નથી અને ભરતીનું સ્થળ પૂરું થતું નથી, એટલો સીમારહિત આનંદ છે. માટે અમર્યાદ, અમાપ, અખંડ, અવિનાશી, એવું

છે. મમત્વ ટળતાં પર્યાયમાં સંતોષ આવ્યો. ધન તો જેની પાસે જવાનું હશે તેની પાસે જશે. દાન, અજ્ઞાની પણ આપે છે, પરંતુ જે ત્યાગ-ભાવને જ્ઞાનીઓએ મહત્તા આપી છે તે સમ્યગ્જ્ઞાની જીવને જ હોય છે.

જેને તત્ત્વજ્ઞાન થયું છે તે ધર્મની રક્ષા કરી શકે છે. આત્મગુણ પોષક તો જ્ઞાન છે. જ્ઞાનના સદ્ભાવમાં મોહનો ઉપશમ જો ન થયો હોય તો તે જ્ઞાનની કંઈ પણ શોભા નથી, તે અજ્ઞાન છે. અજ્ઞાન તે મહા દુઃખ, મિથ્યાત્વ તે મહા પાપ. નિરાકુળ સ્વાધીન સુખ અને તે સુખનો ઉપાય આત્મામાં છે. આ આત્મા કેવો છે, કેવડો છે તે ઓળખવાની જિજ્ઞાસા થતી નથી, તે પોતાનો જ દ્રોહ છે. સત્ સમાગમની રુચિ નથી. રૂપીઆ માટે લોકોની ખુશામત આખી જિંદગી કરે છે. જગતને દેખાડવા બધું કરવું છે. રૂડું થવું કે ન થવું તે તો પૂર્વના પુણ્યનું ફળ છે. આટલું જો જ્ઞાન, જીવને હશે તો જીવ સત્ માર્ગે ચડી જશે.

ભગવાન-આત્મા અનંત સુખ સ્વરૂપે છે, તેને ઓળખવાની રુચિ નથી. આત્મા સૂક્ષ્મ-તેનું બધું ઝીણું તેને સમજવાની દરકાર નહિ. અજ્ઞાની જીવની ઊંધાઈ તો જુઓ. બાહ્ય વસ્તુમાં સર્વસ્વ માનીને ઊંધો પડેલો, તેને સર્વજ્ઞ પણ સમજાવી શકે નહિ. બીજાને કોઈ સમજાવી શકે તેમ હોય તો જ્ઞાની જ મોક્ષ કરી આપે. તો તે પૂર્ણ જ્ઞાનીને રાગ રહ્યો, વીતરાગતામાં દોષ રહ્યો. કોઈપણ દ્રવ્ય, બીજા દ્રવ્ય કે તત્ત્વને આધીન નથી. માત્ર ભ્રમણાથી માને છે કે કોઈ મને સમજાવશે તો સમજાશે. પોતાનો મહિમા લાવીને પોતાના સ્વાધીન ઉપાદાનથી પુરુષાર્થ કરતો નથી. હું મારા જ્ઞાનબળથી વર્તમાન સમજવા માગું તો સ્વ-નિમિત્તથી જરૂર લાભ થાય, તેમ લેતો નથી. પરાધીન વૃત્તિએ સમજવા માગે, તે બધી અજ્ઞાન દશા છે.

આખું જગત દુઃખને દૂર કરવાનો પુરુષાર્થ કરે છે. તે દુઃખ શું છે? પોતાની અજ્ઞાન દશા તે દુઃખ છે. પોતાનું અજ્ઞાન કેવી રીતે મટે?

અંદરનું સાધવાનું તો એકજ, આત્માનો સ્થિર સ્વભાવ સમજાયો હોય; તીવ્ર કષાય ટળ્યો હોય, તેવા જીવોને બાહ્ય સંયોગો સરખા ન હોય. એકને મતિ-શ્રુત-જ્ઞાનાવરણીય કર્મનો વધારે ક્ષયોપશમ હોવાથી વિશેષ જ્ઞાન હોય. બીજાને ઓછો ક્ષયોપશમ હોય તો ઓછું જ્ઞાન હોય. એકને દેખવાની શકિત વધારે હોય, બીજાને ઓછી હોય. એટલે બાહ્યનાં સંયોગો સરખા ન હોય. હજારો તીર્થંકરોને ભેગા કરો તો તે બધાનું કેવળજ્ઞાન સરખું હોય પણ તીર્થંકરનામકર્મની પ્રકૃતિ એક સરખી હોય તેમ ન બને. જેને વીતરાગ દેવ, સમકિતી કહે છે તેને અંદરના ગુણની સ્થિરતાનું ભાન થયું. એટલે કોઇ તો સામાન્યપણે પોતાના સ્વરૂપને ઓળખીને શ્રદ્ધાન્ કરે છે, કોઇ વિશેષપણે ઓળખીને શ્રદ્ધાન્ કરે છે.

અઢી દ્વીપની બહાર અસંખ્યાતા તિર્યંચ, અલ્પજ્ઞાની, સમ્યગ્દૃષ્ટિ છે, જેઓ જીવાદિના નામને પણ જાણતા નથી એટલે જ્ઞાનનો ઉઘાડ ઓછો હોય તો સામાન્યપણે શ્રદ્ધાન્ કરે છે તેથી સમકિતની પ્રાપ્તિ હોય છે. તિર્યંચ-શ્રાવક પોતાનું કે પરનું નામાદિ ન જાણે તો-પણ પોતાના સ્વાદને પોતાનો માને અને પુણ્ય-પાપનો સ્વાદ આવે તેને પર માને. એટલે સ્વને સ્વપણે અને પરને પરપણે માને, તોપણ તે જ્ઞાનાદિ સ્વરૂપ આત્મા છે તેમાં સ્વપણું માને છે અને પરને પરપણું માને છે, તેને પણ જ્ઞાની, સમકિતી-ધર્માત્મા કહે છે, કેમકે અંદરની સ્થિતિ અને અંદરના ગુણની સ્થિરતાનું ભાન થયું છે. સ્વભાવમાં અમુક અંશે ઠર્યો અને ટકયો કેટલે અંશે? જેટલે અંશે દર્શનમોહની ત્રિક અને ચાર કષાય ટાળ્યા તેટલે અંશે સ્થિર થયો અને પરદ્રવ્યમાં મારા-પણાની બુદ્ધિ હતી તેટલી ગઇ, તે આત્મા જ્ઞાન-દર્શન સામાયિકને પામ્યો.

જ્ઞાન-દર્શન સામાયિક કોને કહેવાય? સામાયિક તે જ આત્મા છે. હું રાગદ્વેષ, પુણ્ય, પાપ, મળ, મેલ રહિત અવિકારી નિત્ય શુદ્ધ છું, એમ પૂર્ણ સ્વાધીનતાના સ્વીકાર વડે, સ્વભાવના લક્ષે, અખંડ જ્ઞાન માત્રપણે, વર્તમાનમાં વીતરાગ ભાવમાં જે ટકવું થયું, અંશે જાગ્યો તે પૂર્ણતાનો અંશ જેને આત્મામાં દીપી-શોભી રહ્યો છે તેને વીતરાગ-

## 39) સં. ૨૦૧૧ના આસો વદ ૨ મંગળવાર તા. ૧-૧૧-૫૫

ઉદાયન રાજા પુણ્યવંત અને સમર્થ છે. તે ત્રિકાળી સ્વરૂપને પામી ગયો છે તેથી શ્રમણોપાસક છે તમામ રાજકારભાર કરવા છતાં તે રાજકારભારમાં આસકત નથી. પુણ્યનો વહિવટ કરે છે, છતાં ઊંડાણના ભાગમાં આસકિત નથી. સંસારનો વેગ ઘટી ગયો છે. સંસારથી ઘણોજ ઉદ્વેગ આવી ગયો છે. એક પણ ભવ કરવો તેને ઉદ્વેગ જેવો લાગે છે. મારો અખંડ શુદ્ધ સહજ સ્વભાવ કયારે પામું, પૂર્ણ વિકાસ કયારે પામું એવી નિરંતર તાલાવેલી અને લગની ઊભી છે. આ વસ્તુ બતાવે છે કે ગંમે તે પ્રાણી ધર્મ કરી શકે છે. બે આના કમાનાર પણ ક્ષાયક સમ્યગ્દષ્ટિ હોય. જારનો રોટલો અને છાશ ખાતો હોય છતાં પોતાના અંદરના આનંદ-સ્વભાવમાં કલ્લોલ કરતો હોય. ચારે ગતિમાં સાધક દશાને પામી શકાય છે. અંદરના સંસારનો વેગ ઘટતાં, અંદરની ભૂલ ટળી ગઈ એટલે તે જીવ ચાર સામાયિકને પામે. આ રાજા બે સામાયિકપૂર્વક ત્રીજી સામાયિકને પામ્યો છે અને ચોથી સામાયિકને પામીને મોક્ષે ગયો છે. આત્મા સ્વયં સામાયિકસ્વરૂપ છે. સામાયિકના ચાર ભેદ-દર્શન, જ્ઞાન, દેશવિરતિ, સર્વ વિરતિ.

જીવ-અજીવ તત્ત્વની સમજણ જયારે થાય છે ત્યારે આત્મામાં સમતા નામનો ગુણ પ્રાપ્ત થાય છે. ત્યારે તત્ત્વજ્ઞાન સામાયિક થઈ. તે તત્ત્વજ્ઞાનમાં શ્રદ્ધા અને સમજણપૂર્વક અંશે ત્યાગ કે સર્વથા ત્યાગ તે પણ સામાયિક જ કહેવાય છે. જેમ સોનાની કટકીને સોનું કહેવાય અને આખી લગડીને પણ સોનું કહેવાય, તેના પર્યાય ભેદો ન્યૂનાધિક હોવા છતાં પણ સોનું જ કહેવાય, તેમ તેવા ત્રિકાળી દ્રવ્યગુણના આશ્રયે સામાયિક કહેવાય, પછી જ્ઞાન, દર્શન, દેશવિરતિ કે સર્વવિરતિ સામાયિક જ કહેવાય. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાનું લક્ષ તો એક જ હોય. ભલે પછી શ્રાવકની ગતિ ધીમી હોય અને સાધુની ગતિ જોરદાર હોય.

એક તરફથી પ્રભુ એમ કહે છે કે-રાગ, દ્વેષ, મોહ ટળ્યા વિના દર્શનજ્ઞાન સામાયિક સંભવે નહિ; બીજી તરફથી પ્રભુ એમ કહે છે-કે

સિદ્ધ થયો કહેવાય. આમ ભગવાને ત્રણ વાત કરી. ત્યારે કોઈ પ્રશ્ન કરે, કે ચોથા ગુણસ્થાનવાળાને સિદ્ધ કે કેવળી કહેવાય ? હા. વ્યવહાર દૃષ્ટિથી સમુચ્ચય કેવળીમાં ચોથાથી ચૌદમું ગુણસ્થાનક કહેલ છે. ભાષા, મન કે ઈંદ્રિયનું એક પણ પરમાણુ સંસાર પ્રત્યેનું હશે ત્યાં સુધી આત્માને સમજી શકાશે નહિ. તેના પરમાણુ ન વળગે અને આભ્યંતર ત્યાગ કરે તો જ આત્માને સમજી શકાય. ચોથા ગુણસ્થાનકે આત્મા સમજણમાં આવ્યો એટલે તે અંશે કેવળી કે સિદ્ધ ભગવાન કહી શકાય. જ્યાં સર્વથા પરમાણુની વર્ગણા નથી ત્યાં સંપૂર્ણ સિદ્ધ દશા છે. ચતુર્વિધ સંઘનું લક્ષ તો મોક્ષે જવાનું જ હોવું જોઇએ. સંપૂર્ણ દશાને પ્રાપ્ત કરવાના લક્ષે આગળ વધનારા મહાત્મા ચોથા ગુણસ્થાનકે હોય. તેમનો ઉત્કૃષ્ટ ક્ષાયક સમ્યગ્દર્શન હોય તો તે જ ભવે મોક્ષે જવાવાળા છે. તેથી ઉતરતી કોટિમાં હોય તો વિશેષમાં વિશેષ પંદર ભવ સુધીમાં મોક્ષે જવાવાળા છે. આવા મહાત્મા પુરુષોને ભાષા, મન ઇંદ્રિયો ઉપર ઘણો સારો કાબૂ હોય છે તેથી નિશ્ચય દૃષ્ટિથી તેને ત્યાગી કહેવાય. માટે તે અપેક્ષાએ ભાષા, મન, ઇંદ્રિયોના પરમાણુ ન વળગે તો આત્મા સમજી શકાય તેમ બતાવેલ છે. આત્માએ નવમી ગ્રૈવેયકે જવા માટે અનંતી ક્રિયા કરી, અનંતા ચારિત્રો પાળ્યાં, અનંતીવાર ત્યાં જઇને આવ્યો, છતાં સમજવાની વસ્તુ જ ન પામ્યો, આત્માને સમજી શક્યો નહિ. તો સમજવાની વસ્તુ જરૂર કંઇક જુદી હોવી જોઇએ. આવું માહાત્મય આત્માનું દિલમાં લાવજો. જ્યાં અનંતાનુબંધીનો ત્યાગ છે ત્યાં અનંતો ત્યાગ કહી શકાય છે. જે કષાય ટાળવાથી ચારિત્રની ભ્રમણાનો નાશ કરી દીધો, નરક, તીર્યંચ ગતિનો નાશ કરી દીધો અને વધારેમાં વધારે પંદર ભવમાં મોક્ષે ઉપાડી જાય તે કંઈ ઓછી શકિત છે ? ઘણી જ શકિત છે. એ શકિતની પાછળ મહાત્માઓએ જે પુરુષાર્થ સેવ્યો છે તેના અંતઃકરણને જોવા કે સમજવા તે સામાન્ય વાત નથી. તેને તો આત્માની જેને પડી હોય તેવા જિજ્ઞાસુ સમજી શકે, જાણી શકે. પ્રથમની બે સામાયિક, તે જ ભવમાં, ત્રીજા ભવમાં, કે પંદરમા ભવમાં મોક્ષે ઉપાડી જાય એવી શકિત.

આઠ ભેદ છે. તેમાં પાણીમાં ઠંડો અને ઉષ્ણ બન્ને સ્પર્શ છે. તેથી પાણી પોતે શીતળતા છોડીને ઉષ્ણ થયેલ છે. પાણીની ઉષ્ણ દશા વખતે શીતળ દશાની અવસ્થા નથી. પરંતુ અગ્નિનું નિમિત્ત મળતાં પાણીની અવસ્થા ઉષ્ણ થઈ છે. તે નિમિત્ત મળતાં ઠંડી થાય છે. માટે પાણીનો સ્વભાવ જ્યારે પૂછો ત્યારે શીતળ, શીતળ અને શીતળ જ છે, એમ સિદ્ધ થાય છે. હવે વર્તમાન ઉષ્ણ હોવા છતાં સ્વભાવ તો શીતળજ છે. પણ ઉષ્ણ પર્યાય વખતે શીતળતા પ્રગટ નથી, પણ શકિતરૂપે તો શીતળ જ છે. તે શકિત જ્યારે પ્રગટ થાય છે ત્યારે સ્વભાવ વ્યકત-પ્રગટ થયો કહેવાય છે.

આત્મા સ્વભાવે જેમ શુદ્ધ છે તેમ પર્યાય વર્તમાન દશામાં શુદ્ધ છે? વર્તમાન પર્યાયે વર્તમાન દશામાં શુદ્ધ છે તેમ કોઈ માને તો તે ભ્રાંતિ છે, ભૂલ છે, મિથ્યાત્વ છે. જો પર્યાયે શુદ્ધ હોય તો કંઈ કરવાનું રહેતું નથી. પણ જો સ્વભાવ શીતળ છે, વર્તમાન અગ્નિના નિમિત્તે ઉષ્ણ દશા છે, તે પાણીનો સ્વભાવ નથી, તેમ આત્મામાં કર્મના નિમિત્તે વર્તમાન અવસ્થામાં વિકાર છે, ક્રોધાદિ છે ત્યાં તો કેવળજ્ઞાનનો અભાવ જ છે. પરંતુ જ્યારે કર્મના નિમિત્ત તરફનો ભાવ રહેતો નથી અને વીતરાગતા પ્રગટે છે ત્યારે કેવળજ્ઞાન પણ પ્રગટે છે. અહીં કર્મનું નિમિત્ત મટતાં કેવળજ્ઞાન થાય તેમ કહેલ છે પણ તેનો અર્થ એવો છે કે-આત્મા, કેવળજ્ઞાનનો પ્રગટ પુરુષાર્થ કરે ત્યારે કેવળજ્ઞાન પ્રગટ થાય છે. જે સમયે કેવળજ્ઞાન પ્રગટ થાય છે તે જ સમયે કર્મનો સર્વથા અભાવ થાય છે. માટે નિમિત્તનો અભાવ થતાં સ્વભાવ પ્રગટ થાય છે તેમ કહેલ છે. માટે જ્યાં જેમ છે તેમ સમજીને આગળ વધે, તેને ભગવાને શ્રમણોપાસક કહેલ છે. ઉદાયન રાજા તેવા જ છે.

---

## સં. ૨૦૧૧ના આસો વદ ૩ને બુધવાર તા. ૨-૧૧-૫૫

ઉદાયન રાજાએ અનેક ગુણો પ્રગટ કર્યા છે. રાજાનું જ્ઞાન અંતર ફેરવીને સમ્યક્ થયેલું છે. જ્ઞાન સ્વ-પર પ્રકાશક છે. સ્વ-પર જ્ઞાન જેને

આવેલાને કેવળજ્ઞાન અને મને નહિ ? મને કેવળજ્ઞાન ક્યારે થશે ?" "પ્રભુ કહે છે—" મારૂં નિર્વાણ થશે ત્યારબાદ તને કેવળજ્ઞાન થશે." કેવળી પણ પોતાના પટ્ટ શિષ્યમાં કેવળજ્ઞાન કરી શક્યા નહિ. તે વખતે એક બીજાને અનુકૂળ દરેક પોત–પોતાથી, પોતે પોતાનાં કારણે, પોતા માટે હાજર હોય છે. ઉપાદાન અને નિમિત્ત, આત્મા અને કર્મનો ઉદય બન્ને ભેગા મળીને કામ કરે તો બન્ને ઉપાદાન થઇ જાય. પણ તેમ ત્રણકાળમાં બન્યું નથી, બનશે નહિ, બનતું નથી.

આ બાબતમાં એવો નિયમ છે કે અપૂર્ણ જ્ઞાનનો ઉઘાડ જ્યારે પોતાનો વ્યાપાર કરે (પ્રત્યક્ષ દાખલો તમારામાં મતિ–શ્રુતજ્ઞાન છે, અહીં વાણી છૂટે છે, તમે સાંભળવાનું કામ કરો છો.) ત્યારે તે જ્ઞાનને લાયક બાહ્ય પદાર્થો એટલે કે ઇંદ્રિયો, ગુરુ, શાસ્ત્ર, પોતપોતાના કારણે હોય જ છે. જ્ઞાનને તેની વાટ જોવી ન પડે. નિમિત્ત–નૈમિત્તિકનો અર્થાત ઉપાદાન નિમિત્તનો એવો મેળ હોય છે. તમારે ઘેર લગ્ન હોય ત્યારે તમોને જેની સાથે મેળ હોય છે ત્યાંજ કંકોત્રીઓ લખાય છે અને મહેમાનો હાજર થાય છે. નિમિત્તભૂત વસ્તુ, ઉપાદાનભૂત વસ્તુને કંઇ કરી શકે નહિ. ઉપાદાનમાં નિમિત્તની દ્રવ્ય–ક્ષેત્ર–કાળ ભાવે નાસ્તિ છે. અને નિમિત્તમાં ઉપાદાનની દ્રવ્ય–ક્ષેત્ર–કાળ ભાવે નાસ્તિ છે. એટલે એક બીજાનું શું કરી શકે ? કંઇ નહિ. મોહનીય કર્મનો ઉદય નિમિત્ત છે. હવે તે નિમિત્તના પરમાણુ એના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે એનામાં છે પણ ઉપાદાનનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં ભળી જતાં નથી. કાંકરા, પાણીમાં એક ક્ષેત્રે રહેલા છે. પણ કાંકરાનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં પાણીની નાસ્તિ છે અને પાણીનાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં કાંકરાની નાસ્તિ છે. જો એક વસ્તુ બીજી વસ્તુનું કંઈ કરે તો વસ્તુ પોતાના વસ્તુપણાને ગુમાવી બેસે. નિમિત્ત એ પણ ઉપાદાનને કારણે માત્ર આરોપ છે. જો જીવ, ચક્ષુદ્વારા જ્ઞાન કરે તો ચક્ષુ ઉપર નિમિત્તનો આરોપ આવે. સ્પર્શદ્વારા જ્ઞાન કરે તો સ્પર્શ ઉપર નિમિત્તનો આરોપ આવે. તે જ રીતે કાયા, મન વગેરેનું સમજી લેવું.

દર્શન કેટલાં ? ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળદર્શન. આપણને ચક્ષુ અને અચક્ષુદર્શન છે. આંખ સિવાયની ચાર ઇંદ્રિયો જો અચક્ષુદર્શન

ઉઘાડ તે જીવ ઉદયનિષ્પન્ન છે. કેવળજ્ઞાન પ્રગટે ત્યારે કર્મ સ્વયં પોતાને કારણે ક્ષયરૂપ હોય છે અને આત્માની સ્થિતિ તે વખતે સ્વયં કેવળજ્ઞાનરૂપ હોય છે. એટલો નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે. કર્મનો ક્ષયોપશમ નિમિત્ત માત્ર છે. કર્મના ક્ષયોપશમે નિર્મળ પર્યાય પ્રગટાવી દીધી નથી, પણ પોતે પ્રગટ કરે ત્યારે જ થાય છે. તે વખતે કર્મના ક્ષયોપશમને નિમિત્ત કહેવાય છે. જીવ જ્યારે પોતાનું નિજ સ્વરૂપ પ્રગટ ન કરે, દ્રવ્ય–શ્રુતજ્ઞાન સામાયિક, ભાવ–શ્રુતજ્ઞાન સામાયિક પ્રગટ ન કરે એટલે કે સંસાર દશાને વધારે તે વખતે મોહનીય કર્મ નિમિત્ત છે, પણ તે કર્મ, સંસાર વધારી દેતું નથી, આત્મા જ સંસાર વધારે છે. કર્મ, જીવને કંઈ કરી કરી શકે તેમ માનવું તે મિથ્યાત્વ છે. જો કર્મ જીવને કંઈ કરી દેતું હોય તો જીવ સમ્યગ્દર્શનને પામી શકે નહિ. માટે કર્મ કંઈ કરી દેતું નથી. સાંસારિક દશાનો અર્થ એ કે જીવમાં આકુળતા, વ્યાકુળતા, ક્ષોભ, અશાંતિ, ખળભળાટ, આધિ, વ્યાધિ, ઉપાધિ થાય. અશાંતિમાં ત્રણ વિભાગો પડે છે. (૧) અશાંતિરૂપ વેદનનું જ્ઞાન (આજે કયા નિમિત્તે કેટલી અશાંતિનું વેદન થયું તે જીવ જાણે છે.) (૨) તે વેદન તરફ જીવ ઝૂકે ત્યારનું નિમિત્ત કારણ (૩) અશાંતિનું વેદન. હવે તે વેદનનું જ્ઞાન તેમાં જ્ઞાન તો જ્ઞાનગુણમાં સમાઈ જાય છે. તે જ્ઞાનના કારણમાં જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ નિમિત્ત છે. હવે તે વેદન તરફ જીવ લાગ્યો ત્યારે વેદનીય કર્મ નિમિત્ત છે અને વેદનમાં મોહનીય કર્મ નિમિત્ત છે. કેવળીને સર્વથા મોહનીય કર્મનો અભાવ છે. છતાં વેદનીય કર્મ છે તેથી તેમને વેદન નથી. આત્મામાં યોગ નામનો ગુણ છે તેના બે ભેદ છે. (૧) કંપન (૨) અકંપન. અકંપન યોગગુણ સિદ્ધ દશામાં હોય છે અને કંપન યોગગુણ સર્વ સંસારી જીવોમાં અને કેવળી ભગવાનમાં પણ હોય છે. ખાસ ધ્યાન રાખવું કે જીવમાં થતા વિકારી ભાવ, જીવ પોતે કરે છે, ત્યારે નિમિત્તરૂપે કર્મનો ઉદય હાજર હોય છે, પણ કર્મના રજકણોએ જીવને કાંઈ પણ કર્યું હોય અથવા અસર કરી તેમ માનવું મિથ્યાત્વ છે. જીવ વિકાર કરે છે ત્યારે પુદ્ગલ એટલે કાર્મણ વર્ગણા સ્વયં કર્મરૂપ થઈ જાય છે. એવો નિમિત્ત-

પરિણમનનું મૂળ કારણ દ્રવ્ય પોતે જ છે. ઉપાદાન કારણ પોતે છે. તેનું નિમિત્ત કારણ જરૂર મૂળ કારણથી જુદું હોવું જોઈએ. જગતમાં નિમિત્ત કારણ હોય જ છે. તે ક્રિયાવર્તી શક્તિનું સ્થિરતારૂપ પરિણમનનું જે નિમિત્ત કારણ છે તે દ્રવ્યને અધર્માસ્તિકાય દ્રવ્ય કહેવાય છે. પણ અધર્માસ્તિકાય દ્રવ્ય, જીવ અને પુદ્‌ગલને સ્થિર કરી દેતું નથી. ક્રિયાવર્તી શક્તિનું ગતિરૂપ કારણ–ઉપાદાન કારણ દ્રવ્ય પોતે છે. જે હલનચલનમાં નિમિત્ત છે તેને ધર્માસ્તિકાય દ્રવ્ય કહેવાય છે. જો ધર્માસ્તિકાય, જીવ અને પુદ્‌ગલને ગતિ કરાવે અને અધર્માસ્તિકાય, સ્થિતિ કરાવે તો જે વખતે ધર્માસ્તિકાય, ગતિ કરાવવા જાય અને અધર્માસ્તિકાય, સ્થિરતા કરાવવા જાય તો જીવ અને પુદ્‌ગલ ત્યાં ને ત્યાંજ સ્થિર થઈ જાય પણ એમ નથી. જીવ પુદ્‌ગલ પોતે પોતાની ક્રિયાવર્તી શક્તિથી હલનચલન કરવા જાય તેમાં ધર્માસ્તિકાય નિમિત્ત છે અને જીવ પુદ્‌ગલ પોતાની ક્રિયાવર્તી શક્તિથી સ્થિરતારૂપ પરિણમન કરે તેમાં અધર્માસ્તિકાય નિમિત્ત થાય. હલનચલનનું નિમિત્ત કારણ અધર્માસ્તિકાયથી વિરુદ્ધ જોઈએ અને તે ધર્માસ્તિકાય છે. સ્થિરતાનું કારણ ધર્માસ્તિકાયથી વિરુદ્ધ જોઈએ અને તે અધર્માસ્તિકાય છે. આત્મા અને પર દ્રવ્યો તદ્દન જુદા છે. આત્મા અને કર્મ જુદાં છે. કર્મનો આત્મામાં અત્યંત અભાવ છે. એકનો બીજામાં અત્યંત એટલે સર્વથા અભાવ છે. એક દ્રવ્ય અને તેના ગુણ–પર્યાયમાં બીજા દ્રવ્યના ગુણ–પર્યાય પ્રવેશ કરી શકતા નથી. એટલે એક દ્રવ્ય, બીજા દ્રવ્યનું કંઈ કરી શકતું જ નથી. એવી વસ્તુસ્થિતિની મર્યાદા છે.

વળી દરેક દ્રવ્યમાં અગુરુલઘુત્વ ગુણ છે. છ એ દ્રવ્યોમાં તે ગુણ છે. સંખ્યાત હાનિ વૃદ્ધિ થયા જ કરે છે કારણ કે તે સામાન્ય ગુણ છે. જીવમાં જ્ઞાન ગુણ તે વિશેષ ગુણ છે. કેમકે તે ગુણ પાંચે દ્રવ્યોમાં નથી. જ્ઞાનગુણ મારો પોતાનો સ્વતંત્ર ગુણ છે; તેમાં કોઈનો મજમુ નથી. તે ગુણને લીધે કોઈ કોઈનું કરી શકે નહિ. શરીરને જેમ પરિણમવું હોય તેમ પરિણમે તેથી આત્મા શરીરનું કંઈ કરી શકે નહિ. શરીરને જીવ

ઉદય, ક્ષયોપશમ, કે ક્ષય, નિમિત્ત માત્ર છે. એટલે જીવ પોતપોતાના પુરુષાર્થથી ક્ષાયક સમ્યગ્દર્શન શ્રદ્ધા ગુણની શુદ્ધ પર્યાય પ્રગટ કરે છે ત્યારે મૂળ કારણ ઉપાદાન પોતે જ છે અને તે વખતે અનંતાનુબંધી અને દર્શનમોહનો ક્ષય સ્વયં તેના પોતાને કારણે હોય છે; એમ નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે, તે બતાવવા નિમિત્ત જણાવ્યું છે.

કર્મનો સદ્‌ભાવ તને સંસાર કરાવી દેતો નથી અને તેનો અભાવ તને મોક્ષ કરાવી દેતો નથી. કર્મોની તે વખતની સ્થિતિ કર્મના પોતાના કારણે ક્ષયરૂપે હતી અને આત્માનો શુદ્ધ પુરુષાર્થ તે વખતે નિમિત્તરૂપે હતો તેટલો નિમિત્ત-નૈમિત્તિક સંબંધ બતાવ્યો છે. જ્યારે જીવ ઊંધો પુરુષાર્થ કરે ત્યારે કાર્મણ વર્ગણા પોતાના ઉપાદાનથી બંધાઇ ગઇ અને તેમાં નિમિત્તરૂપે જીવનો ઊંધો પુરુષાર્થ છે. તેવો સંબંધ બતાવવા નિમિત્ત જણાવ્યું છે. આમ ઉપાદાન-નિમિત્તનો સંબંધ જેમ છે તેમ પોતાના જ્ઞાનમાં નક્કી કરી લેવો જોઇએ. પ્રકૃતિ-બંધ, પ્રદેશબંધ, અનુભાગબંધ અને સ્થિતિબંધ એમ ચાર પ્રકારે બંધ કહેલ છે. જ્ઞાનાવરણાદિ આઠ કર્મોરૂપે થવા યોગ્ય પુદ્‌ગલ દ્રવ્યનો સ્વભાવ તે પ્રકૃતિબંધ. કર્મોને રહેવારૂપ જે મર્યાદા તેને સ્થિતિ બંધ કહેવાય. અશુદ્ધ આત્મતત્ત્વ (કષાય આત્મા, અજ્ઞાન આત્મા વગેરે) અને કર્મ પુદ્‌ગલોનું પરસ્પર એક ક્ષેત્ર અવગાહી થવું તે પ્રદેશ બંધ છે. શુભાશુભ કર્મોની નિર્જરા વખતે તે કર્મોમાં સુખ-દુઃખરૂપ ફળ આપવાની શક્તિ તે અનુભાગ બંધ છે. આમ નિમિત્ત-નૈમિત્તિક સંબંધ સમજશે તે સમ્યગ્દર્શનને પામશે.

---

## ૪૨) સં. ૨૦૧૧ના આસો વદ ૭ રવીવાર તા. ૬-૧૧-૫૫

ઉદાયન રાજાની વાત ચાલે છે. શ્રમણોપાસકમાં કેવું જ્ઞાન પરિણમી રહ્યું હોય છે તેની વાત ચાલે છે. જગતમાં અનંત આત્મા છે. દરેકમાં અનંતગુણો છે. એકેક આત્મા પોતે જ પરમાત્મા થઇ શકે છે.

જુદું દ્રવ્ય નથી પરંતુ અનંતા અજીવ રજકણોના સ્કંધો છે. તેમાં દરેકે દરેક રજકણ સ્વતંત્ર છે. કોઈ એક રજકણ બીજા રજકણરૂપે થવાનો નથી, થતો નથી અને થયો નથી. જગતમાં કોઈ પદાર્થ, બીજા પદાર્થ-રૂપે થતો નથી, થયો નથી અને થશે નહિ. એટલે એક પદાર્થની શકિત બીજા પદાર્થ પર ચાલતી નથી. તો આત્મા કર્મોનું શું કરે? અને કર્મો આત્માનું શું કરે? કંઈ કરી શકે નહિ. વસ્તુનું આવું સ્વરૂપ હોવા છતાં અજ્ઞાની જીવ પરપદાર્થોનું ધણીપણું માની રહ્યો છે. હું જડ કર્મોનો કર્તા છું, કર્મો મારામાં છે, કર્મો મને હેરાન કરે છે, વિકાર કરાવે છે એવી અજ્ઞાનમય માન્યતાથી જીવ સમય સમય દુઃખી થઈ રહ્યો છે. એક ક્રોડપતિ છે. તેણે એક માણસને તેની આબરૂ ઉપર એક લાખ રૂપિયા આપ્યા. આપનાર પાસે લેનાર કરતાં નવાણું ગણા રૂપિયા છે. બળવાન કોણ? આપનાર. કારણકે લઈ જનાર પાસે તો લાખજ રૂપિયા છે. કર્મનો ઉદય આત્માની અસર લીએ છે અને અશુદ્ધ આત્મા અસર આપે છે એટલે અસર લેનાર બળવાન કે આપનાર બળવાન? જો આત્મા પોતે પોતાના સ્વરૂપમાં સ્થિર થઈ જાય તો કર્મ શું કરે? પણ અસર આપે તો સામેનાં કર્મો અસર લીએ અને જીવ પોતે જ્ઞાનગુણની અવસ્થા હીણી કરે ત્યારે જ્ઞાનાવરણીય કર્મનો ઉદય નિમિત્તરૂપે હોય પણ જો પોતે જ્ઞાનગુણની અવસ્થાને હીણી ન કરે તો જ્ઞાનાવરણીય કર્મ તેને શું કરે? કંઈ ન કરે. જીવ પોતે પોતાના દર્શનગુણની દશા હીણી કરે ત્યારે દર્શનાવરણીય કર્મ નિમિત્તરૂપે હાજર હોય. એ જ રીતે જીવ પોતે પોતાના સ્થિરતા ગુણની અવસ્થા હીણી કરે ત્યારે અંતરાય કર્મ નિમિત્તરૂપે હોય, એમ આઠે કર્મનું સમજવું.

કર્મબંધમાં પ્રકૃતિનું કારણ યોગ્ય છે. ત્રિકાળ અસંખ્ય પ્રદેશી આત્મા ધ્રુવ છે. તેના અસંખ્ય ચૈતન્ય પ્રદેશ એકરૂપ છે. વર્તમાન દશામાં યોગ નામનો ગુણ છે. તેના વિકારના કારણે ૧૩મા ગુણસ્થાનકે કેવળી બિરાજે છે તેને પણ કંપન છે તેથી તે પણ વિકારી છે. આપણામાં-આત્માના પ્રદેશમાં ધ્રુજારો-કંપન અને પરિસ્પંદન થાય છે તેમાં કષાય

ઉદયનો દોષ ન કાઢયો. આત્મા ક્રોધ કરે તો થાય અને ન કરે તો ન થાય. પણ તમોને નિમિત્તનું જ્ઞાન કરાવીએ છીએ કે આત્માએ ક્રોધ કર્યો ત્યારે નિમિત્તરૂપે મોહનીય કર્મ હતું, પણ ભાઈ! નિમિત્તે ક્રોધ કરાવ્યો નથી. આત્માનો સ્વભાવ અને પુદ્ગલ ત્રણે કાળે જુદા છે, પણ આત્મામાં જે વિકાર થાય છે તે કર્મે કરાવ્યો નથી. પોતે કરે છે ત્યારે થાય છે. પણ આરોપથી કહેવાય છે કે કર્મ–પ્રકૃતિએ વિકાર કરાવ્યો. આવું જ બધા આત્માનું સ્વરૂપ છે. માટે નિમિત્તને નિમિત્તરૂપે માન, ઉપાદાનને ઉપાદાનરૂપે માન. ભાઈ! ક્રોધ કોઈ કરાવતું નથી પણ તું પોતેજ કરે તો જ થાય છે. આપણે વ્યવહારમાં જે ઘડામાં ઘી છે તેને ઘીનો ઘડો કહીએ છીએ. ઘડો માટીનો હોય તોપણ ઘીનો ઘડો કહીએ છીએ. એ આરોપ કરાય છે. તેજ રીતે પાણી ચૂવે છે ત્યારે આપણે નેવાં ચૂવે છે તેમ કહીએ છીએ. અગ્નિ બળે છે છતાં દીવો બળે છે તેમ કહીએ છીએ. ગામ આવી ગયું તેમ કહીએ છીએ પરંતુ ખરી રીતે આપણે ત્યાં આવ્યા છીએ. આ બધાં વ્યવહાર–કથન છે.

જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મોરૂપે થવા યોગ્ય પુદ્ગલદ્રવ્યનો સ્વભાવ તે પ્રકૃતિ બંધ. કર્મોને રહેવારૂપ મર્યાદા તે સ્થિતિ બંધ. અશુદ્ધ આત્મતત્ત્વ અને કર્મ પુદ્ગલોનું પરસ્પર એક ક્ષેત્રે અવગાહન થવું તે પ્રદેશ બંધ. શુભ–અશુભ કર્મોની નિર્જરા વખતે તે કર્મોમાં સુખ–દુઃખરૂપ ફળ આપવાની શકિત તે અનુભાગ બંધ છે. જડ કર્મોના આ પ્રમાણે બંધના ચાર પ્રકારો છે. તેમાં અનુભાગ અને સ્થિતિબંધનું કારણ, જીવના કષાયભાવ છે. જીવના જેટલા કષાયભાવો છે તે અનુભાગબંધ, સ્થિતિબંધ થવામાં કારણભૂત નિમિત્ત છે પણ સ્થિતિ અને અનુભાગબંધ થવાની યોગ્યતા તો પુદ્ગલમાં જ છે. એક કપડામાં બે કટકા થવાની યોગ્યતા હોય તો જીવની ઇચ્છા અને હાથ નિમિત્ત થાય. પણ જો તે કપડામાં કટકા થવાની યોગ્યતા ન હોય તો જીવની ઇચ્છા અને હાથ શું કરી શકે? કંઈ નહિ. અભવી જીવ હોય, સામે જ્ઞાની, આત્માનું સ્વરૂપ સમજાવતા હોય છતાં તે જીવ સમજે નહિ તો જ્ઞાની તેને

તેના કારણે ટળી ગયાં. દ્રવ્યકર્મ અને ભાવકર્મ આત્માનું સ્વરૂપ નહોતું એટલે ટળી ગયાં. શ્રદ્ધા, જ્ઞાન, આત્માના સ્વરૂપમાં છે તેથી તે ટળતાં નથી. સિદ્ધમાં પણ ભેગાં જાય છે. આત્માના શુદ્ધ સ્વભાવની ઓળખાણ કરાવે છે. આત્માની અવસ્થામાં રાગ, દ્વેષ, મોહરૂપી જે મળ-મેલ છે તે સ્વભાવ નથી. જેટલાં રજકણો છે તે એકક્ષેત્ર અવગાહી રહ્યાં છે અને તે રૂપી છે.

૧૩ બોલનો આગાર રાખીને કાઉસગ્ગ કરે છે. કાઉસગ્ગ તો આત્મા છે. "ઉસ્સસિએણ" આદિ તો જડની ક્રિયા છે. તેના ઉપર તારા આત્માની સત્તા નથી. તે તો તેની સત્તા પ્રમાણે સમય સમય કાર્ય કર્યા જ કરે છે. અજીવની ક્રિયા મને જરાયે લાભ કે નુકસાન કરનાર નથી. કાઉસગ્ગમાં "ઉસ્સસિએણ" થઈ જાય છતાં તારો કાઉસગ્ગ ભાંગે નહિ, દોષ લાગે નહિ, પરંતુ કાઉસગ્ગ કરતાં વિકારી દૃષ્ટિ કરે તો દોષ લાગે, પણ તે અજીવની ક્રિયાથી મને જરા પણ લાભ કે નુકસાન નથી. અંદરમાંથી શુદ્ધ ઉપયોગ કરે તો મોક્ષનો લાભ થાય. શુભ ઉપયોગ કરે તો પુણ્ય બંધાય એટલે સગવડતાંનો લાભ થાય. જીવ, માથાનાં વાળને ધોળા થવાને ઈચ્છતો નથી, છતાં પણ થાય છે. અજીવની ક્રિયા તારે હાથ નથી.

ત્રિકાળી સ્વરૂપ પવિત્ર છે. તેમાં મેલ નથી. તેવા સ્વભાવની દૃષ્ટિમાં ધર્મી જીવ રાગ-દ્વેષને પોતાને જરાયે અડવા દેતો નથી. એટલે કે તેનો તેને આદર નથી. "**વંદામિ, નમંસામિ, સક્કારેમિ, સમ્માણેમિ,**" ગુણગ્રામ કરું છું, તેમાં જ ઉપયોગને નમાવું છું, તેનો જ સત્કાર કરું છું અને તેમાંજ સમર્પણ કરું છું કારણકે તે કલ્યાણકારી છે, મંગળકારી છે, જ્ઞાન-સ્વરૂપી છે, દેવ-સ્વરૂપી છે. આત્માના સ્વભાવમાં રાગ-દ્વેષ નથી, તે ધર્માત્મા બરાબર જાણે છે. આવા સ્વભાવની ઓળખાણ વિના અધર્મ ટળે નહિ, ધર્મ થાય નહિ. સત્ અને અસત્‌ની પરીક્ષા કરે નહિ અને બહારમાં રોકાઈ જાય, રાગ, દ્વેષ, માનનોજ આદર કરે. તેને સત્ સ્વરૂપ ક્યારે સમજાય? તત્ત્વનું સ્વરૂપ સમજ્યા વગર, ભવનો

(૨૪) ખરેખર આત્મા કોને કહેવાય ?
(૨૫) ક્રમપણું, અક્રમપણું એ સ્વભાવ કોનો છે ?
(૨૬) કોની અપેક્ષાએ અક્રમપણું કહેવાય છે ?
(૨૭) કોની અપેક્ષાએ અક્રમપણું નથી ?
(૨૮) ક્રમવર્તી સ્વભાવવાળા કોણ છે ?
(૨૯) સહભાવી સ્વભાવવાળા કોણ છે ?
(૩૦) ક્ષેત્રભેદ કે કાળભેદ કોનામાં નથી ?
(૩૧) કોનામાં કાળભેદ છે ?
(૩૨) નિયત કોણ છે ?
(૩૩) ગુણો ક્યાં અને કેવી રીતે વ્યાપેલા છે ?
(૩૪) ગુણોની વધઘટ થાય કે ન થાય ?
(૩૫) પર્યાયો કેવી રીતે ક્યાં વ્યાપેલી છે ?
(૩૬) પર્યાયોનો પ્રવાહ કેવી રીતે પડયો છે ?
(૩૭) ક્રમપણે આવતી પર્યાયોની સંધિ તૂટે કે ન તૂટે ?
(૩૮) પર્યાયો ક્રમવર્તી છે, તેનો અર્થ શું છે ?
(૩૯) પર્યાયોનો ક્રમ નિશ્ચિત છે કે અનિશ્ચિત ?
(૪૦) પર્યાયોને ક્રમબદ્ધ ન માને તો વાંધો શું ?

આ ચાલીશ પ્રશ્નોના ખુલાસાને જેમ છે તેમ સમજી આગળ વધે, સ્વરૂપને આરાધે, તો જીવ, સમ્યગ્દર્શનને પામીને સિદ્ધ થાય.

જડ કર્મોમાં ચાર પ્રકાર હોય છે. પ્રદેશ, પ્રકૃતિ, સ્થિતિ અને અનુભાગ. તેમાં સ્થિતિ અને અનુભાગબંધનું કારણ જીવના કષાયભાવ છે. કર્મ, કર્મને બાંધતું નથી, પણ જીવના કષાયભાવના નિમિત્તને પામીને બંધાય છે. પ્રકૃતિ અને પ્રદેશબંધનું કારણ જીવના યોગ-ગુણનો વિકાર છે. તેથી આત્માના પ્રદેશો કંપે છે, તે કર્મો અને તેના કારણરૂપ જીવના વિકારી ભાવોથી, તે બંધ અને બંધનાં કારણરૂપ વિકારી ભાવોથી, તે બધાથી ભિન્ન શુદ્ધ જીવતત્ત્વ છે. પોતાના આત્માનું સ્વરૂપ શું છે, તેને સમજે અને તેનાથી વિરુદ્ધ વિકારી ભાવને ઓળખે તો પોતાના

પરિણામમાં અનુકંપા છે કે આ કસાઈનું શું થશે? કસાઈખાનું રૂપી છે. આ રાજા તે બધું સમજે છે.

---

## સં. ૨૦૧૧ના આસો વદ ૯ ને મંગળવાર તા. ૮-૧૧-૧૯૫૫

ઉદાયન રાજા, વસ્તુસ્વરૂપને પામી ગયો છે. તે સાચી સમજણમાં વર્તે છે. દરેક વસ્તુ, દ્રવ્ય-પર્યાય સ્વરૂપ છે. આત્મા પણ દ્રવ્ય-પર્યાય સ્વરૂપ છે. દ્રવ્ય અને પર્યાય એમ બન્નેની અપેક્ષા સમજવી જોઇએ. પર્યાયમાં રાગાદિ થાય છે એટલે વિકાર થાય છે. તેને ગૌણ કરીને વસ્તુના સ્વરૂપને સમજીને તેમાં ઠરે તો જીવને સમ્યગ્દર્શન થાય. પર્યાયમાં ગમે તેટલો વિકાર થાય તોપણ તે વિકાર, સમ્યગ્દર્શનને રોકે નહિ. ત્રિકાળી દ્રવ્યની અપેક્ષાએ જોઇએ તો આત્મા શુદ્ધ, નિર્વિકારી અને પરિપૂર્ણ છે. પર્યાયની અપેક્ષાએ જોઇએ તો તેમાં રાગાદિ થાય છે. રાગાદિ ભાવો જડમાં થતા નથી, પણ આત્માની પર્યાયમાં થાય છે. જે કંઈ વિકારી ભાવો થાય છે તે કર્મ કરાવતા નથી, પણ જીવ પોતે જ કરે છે. કર્મનો ઉદય, વિકાર કરાવવા સમર્થ નથી, પણ પોતે કરે તો જ થાય છે અને ન કરે તો ન થાય. પણ વિકાર કરવાનો, આત્માનો ત્રિકાળી સ્વભાવ નથી. તેથી ત્રિકાળી સ્વભાવની દૃષ્ટિએ આત્મા, વિકારનો કર્તા છે જ નહિ. જો સ્વભાવની દૃષ્ટિએ આત્મા, વિકારનો કર્તા હોય તો સિદ્ધમાં પણ વિકાર હોવો જોઇએ. પણ આત્મા પોતે જ અજ્ઞાનભાવે વિકારનો કર્તા છે.

આત્મા, ચૈતન્ય મૂર્તિ છે, અરૂપી છે, જ્ઞાનનો પિંડ છે. કર્મો જડ છે, રૂપી છે, ચોસ્પર્શી છે. આત્માની પર્યાયમાં જે રાગ, દ્વેષ, વિકાર થાય છે, તે આત્માની સાથે એકમેક નથી. જો એકમેક હોય તો જુદા પડે નહિ અને આત્માનો મોક્ષ થાય નહિ. આત્મા અનંત ધર્મને ધરવાવાળો છે. જ્ઞાનપિંડ છે, તે આત્મામાં બે પ્રકારની અવસ્થાઓ છે. એટલે બે અવસ્થાઓને ધરવાવાળો છે. વિકારી અવસ્થા ટળી જાય છે અને નિર્મળ અવસ્થા આત્મામાં સમાઈ જાય છે, અભેદ થાય છે. જેમ

તેના નિમિત્તરૂપ જડ કર્મો પણ છે. આ સમજ્યે જ ભવનો અને દુઃખનો અંત છે. શુદ્ધ જીવતત્ત્વમાં તે કંઈ નથી, તેમ જાણવું જોઈએ. શુદ્ધ જીવતત્ત્વની શ્રદ્ધા કરવી જોઈએ. આત્માનો ચૈતન્યમય વીતરાગ સ્વભાવ અવિનાશી છે, તે અનાદિ અનંત એકરૂપ છે, તેની ઓળખાણ કરે, શ્રદ્ધા કરે, તેના આત્માના પ્રદેશ ઉપર અંતઃક્રોડાક્રોડી ઉપરાંત કર્મ ન હોય અને વધારે બંધાય નહિ. આત્માના અનાદિ અનંત વીતરાગી શુદ્ધ સ્વભાવને જે જાણતો નથી કે તેને જાણવાનો પ્રયત્ન કરતો નથી તેની કર્મની સ્થિતિ લંબાતી ભાસે છે. પણ આત્માના સ્વભાવમાં કર્મનો અભાવ છે, તેવું અજ્ઞાનીને ભાસતું નથી.

કેટલાક માણસો એમ કહે છે કે પૂર્વે લાંબી સ્થિતિનાં કર્મો બાંધ્યાં હોય તે છૂટે ત્યારે ધર્મ થાયને ? તારા ત્રિકાળી શુદ્ધ સ્વભાવમાં, જીવતત્ત્વમાં કર્મોની સ્થિતિ જ નથી. તારા આત્માનો શુદ્ધ સ્વભાવ જે અત્યારે જ કર્મો અને વિકારથી રહિત છે તેની શ્રદ્ધા કર, તો તને અત્યારે જ સમ્યગ્દર્શન ધર્મ થાય. મારા આત્મામાં ચાર ગતિના ભવ છે જ નહિ. ભવનું કારણ, વિકાર કે કર્મો છે પરંતુ વિકાર કે કર્મો મારા સ્વભાવમાં નથી પણ પર્યાયમાં છે. વિકાર થવામાં નિમિત્ત કારણ, કર્મો છે પણ તે વિકાર કરાવતાં નથી. પોતે કરે તો જ થાય. મારા ત્રિકાળી શુદ્ધ સ્વભાવમાં વિકાર કે કર્મો નથી તેવી શ્રદ્ધા કર, તેને સમજવાનો પ્રયત્ન કર. શ્રદ્ધા કરીને સ્વભાવમાં ઠરી જા, તો તત્ત્વજ્ઞાન સાથે દેશવિરતિ સામાયિકની પ્રાપ્તિ થશે. ઉદાયન રાજા વસ્તુ–સ્વરૂપને સમજ્યો છે.

સર્વત્ર અંતરંગ કારણથી જ કાર્યની ઉત્પત્તિ છે. અંતરંગ કારણ વિના કાર્યની ઉત્પત્તિ થાય નહિ. દશમા ગુણસ્થાનવર્તી જીવને, સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનવર્તી જીવને લોભનો સૂક્ષ્મ અંશ અને યોગનું કંપન વર્તે છે. ત્યાં તેને મોહનીય કર્મ અને આયુષ્ય કર્મ સિવાયનાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, નામ, ગોત્ર, અંતરાય એમ છ કર્મનો બંધ પડે છે. તે છ કર્મના બંધમાં સત્તર પ્રકૃતિઓનો જ બંધ પડે છે. જ્ઞાનાવરણીયની પાંચ, દર્શનાવરણીયની ચાર, અંતરાયની પાંચ, શાતા

કેમ અને બીજાની થોડી કેમ ? તે પ્રકૃતિઓનો તેવો જ સ્વભાવ છે. સ્વભાવ કહો, યોગ્યતા કહો, કે અંતરંગ કારણ કહો તેનાથી જ કર્મની ઉત્પત્તિ થાય છે. તું તારામાં જ ઠરી જા. કર્મનાં પોતાનાં અંતરંગ કારણથી જ કર્મો ઉત્પન્ન થાય છે, બાહ્ય કારણોથી કાર્યની ઉત્પત્તિ થતી નથી. તેમ થતું હોય તો ચોખાના દાણાથી ઘઉંની ઉત્પત્તિ થવી જોઈએ, તેમ બનતું નથી, બનવાનું નથી, બન્યું નથી.

---

## ૪૫) સં. ૨૦૧૧ના આસો વદ ૧૦ બુધવાર તા. ૯-૧૧-૧૯૫૫

ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. અંતરંગ કારણથી જ કાર્યની ઉત્પત્તિ થાય છે. નિમિત્ત તો બાહ્ય કારણ છે. તે બાહ્ય કારણના કોઈ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ એવા સામર્થ્યવાન નથી કે જીવના અજીવ થઈ જાય. લીમડાનાં મૂળમાં ગમે તેટલી કેરીના રસના ઢગલા કરો છતાં તેમાંથી આંબા પાકતા નથી. બાહ્ય કારણ અનુસાર કાર્યની ઉત્પત્તિ થાય તો અજીવનું નિમિત્ત મળતાં જીવ પણ અજીવ થઈ જાય. પણ તેમ બનતું નથી.

નિમિત્ત કારણ કોને કહેવાય ? જે પોતે જ કાર્યરૂપે પરિણમે નહિ, પરંતુ કાર્યની ઉત્પત્તિમાં સહાયક હોવાનો જેના પર આરોપ આવે છે તે પદાર્થને નિમિત્ત કારણ કહેવાય છે. જે પદાર્થ સ્વયં કાર્યરૂપે પરિણમે તેને જ ઉપાદાન કારણ કહેવાય છે. જેમકે ઘડાની ઉત્પત્તિમાં માટી, તે ઉપાદાન કારણ કહેવાય. અનાદિ કાળથી દ્રવ્યમાં જેમ પર્યાયનો પ્રવાહ ચાલ્યો રહે છે તેમાં અનંતરપૂર્વ ક્ષણવર્તી જે પર્યાય છે તે ઉપાદાન કારણ છે અને અનંતરઉત્તર ક્ષણવર્તી જે પર્યાય તે કાર્ય છે. તે સમયની પર્યાયની યોગ્યતા તે ઉપાદાન કારણ બને છે. પર્યાય પોતે કાર્ય છે. આ રાજા જેમ છે તેમ ઉપાદાન તથા નિમિત્ત કારણને સમજી ચૂકેલા હોવાથી શ્રમણોપાસક, ધર્માત્મા છે.

કર્મો તે પુદ્ગલની અવસ્થા છે અને જીવના વિકારી ભાવના નિમિત્તથી રહેલાં છે. પણ તે કર્મો પોતે પોતાની સ્વતંત્ર યોગ્યતાથી

ક્ષેત્રે થતો ફેરફાર અને થતી સ્થિરતા ઓળખાવી શકાય નહિ. જો કાળ-દ્રવ્ય ન હોય તો ઘટપટને પહેલાંનું અને પછીનું હોવાપણું નક્કી ન થઇ શકે. માટે ઘટપટને નક્કી કરવા છ એ દ્રવ્યનો સ્વીકાર કરવો પડે છે. જગતની કોઇ પણ એક વસ્તુને કબૂલતાં વ્યકતપણે કે અવ્યકતપણે છ એ દ્રવ્યનો સ્વીકાર થઇ જાય છે.

શરીર તો નજરે દેખાય છે. તે પુદ્ગલનું બનેલું છે. તે શરીરમાં જીવ રહેલો છે. શરીર અને જીવ એક આકાશની જગ્યામાં રહ્યાં છે, છતાં બન્ને જુદા છે. જીવનો સ્વભાવ જાણવાનો છે. પુદ્ગલનું બનેલું આ શરીર કાંઇ જાણતું નથી. માટે શરીરનો સ્વભાવ જાણવાનો નથી અને જીવનો સ્વભાવ જાણવાનો છે. શરીરનો કોઇ ભાગ કપાઇ જાય, છતાં જીવનું જ્ઞાન જરા પણ કપાઇ જતું નથી. શરીરના રાઇ રાઇ જેવડા કટકા થઇ જાય, છતાં જીવનું જ્ઞાન, વર્ધમાન થઇને મોક્ષે જાય. જીવ તો અખંડ રહે છે કેમકે શરીર અને જીવ જુદા છે. બન્નેનું સ્વરૂપ જુદું છે, બન્નેનાં કામ જુદાં છે. જીવ અને શરીર કયાં રહેલાં છે? અમુક ઠેકાણે ચાર છ ફૂટની જગ્યામાં રહેલાં છે. જગ્યા કહેતાં આકાશાસ્તિકાયમાં રહેલાં છે. જીવ, શરીર અને કર્મ આકાશમાં રહેલાં છે. પણ ખરી રીતે જીવ, શરીર, કર્મ અને આકાશ, બધા જુદા જુદા છે. કોઇ એક બીજાના સ્વરૂપમાં પ્રવેશ કરી શકયા નથી, કરી શકતા નથી અને કરી શકશે નહિ.

જીવ તો જાણનાર સ્વરૂપે છે. વર્ણ, ગંધ, રસ, સ્પર્શ વગેરે શરીરમાં છે. આકાશ કે જીવ વગેરેમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ નથી. આકાશમાં જ્ઞાન પણ નથી. માટે આકાશ અરૂપી અચેતન છે. જીવમાં જ્ઞાન છે, પણ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ નથી, એટલે તે અરૂપી ચેતન છે. પુદ્ગલમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ છે પણ અરૂપીપણું નથી અને જ્ઞાન પણ નથી એટલે રૂપી અચેતન છે. આ રીતે ત્રણ દ્રવ્યો એકબીજાથી સ્વતંત્ર છે. એક અરૂપી અચેતન; એક અરૂપી ચેતન અને એક રૂપી અચેતન છે. માટે સ્વતંત્ર વસ્તુમાં બીજી કોઇ વસ્તુ કંઇ કરી શકે નહિ. જો, એક વસ્તુ સ્વતંત્ર હોય, તેમાં બીજી વસ્તુ દખલ કરે, તો વસ્તુને

(૬) સં. ૨૦૧૧ના આસો વદ ૧૧ ગુરૂવાર તા. ૧૦-૧૧-૫૫

ઉદાયન રાજા શ્રમણોપાસક છે. તે સાધુઓની સેવા કરનારા છે. નિર્મળ ભાવ પોતે પોતાના ઉપાદાનને કારણે પ્રગટ કર્યો છે.

અહીં ઉપાદાન ને નિમિત્તની વાત સમજાવાય છે. આત્માની દશામાં રાગ, દ્વેષ, બંધ, વિકાર છે અને નિમિત્ત, કર્મનો ઉદય છે. કર્મના ઉદયે વિકાર કરાવી દીધો નથી. પણ પોતે કરે તો જ થાય છે, એમ જાણવું તે બરાબર છે. પણ તેને જ આદરણીય માનવો તે વ્યવહારનયનું સાચું જ્ઞાન નથી. નિશ્ચયનયનો વિષય છે. ધ્યેય ત્રિકાળ જ્ઞાતા છે. તેનો આશ્રય કરે તો રાગ, દ્વેષ, વિકારનો નાશ થાય છે. એમ જાણ્યું તેણે યથાર્થ નિશ્ચયનયનું જ્ઞાન કર્યું કહેવાય છે. નિશ્ચયનય ઉપાદેય છે, વ્યવહાર જાણવા યોગ્ય છે. તે પ્રમાણે જાણવું તે પ્રમાણજ્ઞાન છે. વ્યવહારને ઉપાદેય માને તો જ્ઞાન, પ્રમાણ રહેતું નથી. તીર્થંકરની વાણીમાં સમ્યક્ રત્નત્રયની એકતાને મોક્ષનો માર્ગ કહેલ છે. સમ્યગ્-દર્શન-જ્ઞાનમાં તો નવે તત્ત્વનું યથાર્થ શ્રદ્ધાન, જ્ઞાન થવું જોઇએ. સમ્યક્ ચારિત્રમાં રાગ, દ્વેષ, સંકલ્પ, વિકલ્પ દૂર કરવા જોઇએ. સમ્યગ્દર્શનમાં તો નવે તત્ત્વો બરાબર માનવા જોઇએ. સમ્યગ્જ્ઞાનમાં નવે તત્ત્વ જાણવા જોઇએ. જીવ, અજીવ, બે તત્ત્વો છે. જીવે પરલક્ષ કર્યું તો પુણ્ય, પાપ, આશ્રવ, બંધની ઉત્પત્તિ થાય છે. જીવ સ્વ તરફ લક્ષ કરે તો સંવર, નિર્જરા, મોક્ષ ઉત્પન્ન થાય છે, તેના માટે પુરુષાર્થ કરવો જોઇએ. રાગાદિના નાશનો ઉદ્યમ કરવો તે જ ચારિત્ર છે. જ્ઞાન જાણે છે, ચારિત્ર રાગને દૂર કરે છે, રાગનો પુરુષાર્થથી અભાવ કરીને, શુદ્ધ આત્માનો અનુભવ કરવો જોઇએ. રાગને ટાળીને સ્વરૂપમાં ટકવું જોઇએ. જાણે તે

જો સ્વ-પરનું ભેદજ્ઞાન હોય, જ્ઞાનકળા અંતરમાં જાગી હોય તો આખા જગત પ્રત્યે સમ્યગ્જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય થયા વિના રહે નહિ. જ્ઞાનીને વિકલ્પો આવે, પણ જો ત્રિકાળી દ્રવ્યનું લક્ષ છોડી વિકલ્પોમાં જ ધર્મ માને તો જીવ પતિત થઈ જાય. જ્ઞાની માની બેઠા છે કે ભેદના આશ્રયે નિર્વિકલ્પ અનુભવ નહિ થાય. માટે જેટલા નયો આદિના વિકલ્પો છે તે છોડાવ્યા છે પણ તેનું જ્ઞાન છોડાવ્યું નથી. નય દ્વારા, પ્રમાણ દ્વારા, નિક્ષેપદ્વારા આત્માનો નિર્ણય કરો પણ તેમાં અટકયા રહો, તો ધર્મ થાય નહિ.

બજારમાં ગયો, ભૂખ લાગી છે, કંદોઇની દુકાને બરફી છે, તે ભાવતાલ પૂછે છે. પછી થોડી લે છે, તે વખતે તો અનેક વિકલ્પો ઊપડ્યા હતા. હવે ખાવા બેસતી વખતે ખાય નહિ પણ વિકલ્પ કર્યા કરે બરફીનો સ્વાદ આવે નહિ. લેતી વખતે જે વિકલ્પ છે તે ખાતી વખ નથી. તેમ પ્રમાણ-નયદ્વારા નિર્ણય કર્યો છે પરંતુ જો સ્વાદ લેતી વખ અનુભવ કરતી વખતે વિકલ્પ કર્યા કરે તો સ્વાદ કે અનુભવ આવે ન કપડું મેલું છે. તેને સાબુ લગાડો છો. પછી સાબુને બહાર કાઢો જો બહાર ન કાઢો તો કપડાંનો સ્વાદ ન આવે. તેમ નયદ્વારા, પ્રમા દ્વારા વિકલ્પો કરી કરીને નિર્ણય કર, પણ અનુભવ કરતી વ વિકલ્પ હશે તો અનુભવ નહિ થાય. માટે વિકલ્પ છોડીને અનુભવ નયાદિકનું જ્ઞાન છોડાવ્યું નથી પણ વિકલ્પો છોડાવ્યા છે. વિકલ્પો છો અભેદ અનુભવ કરવાનો ઉપદેશ છે.

પરનું જ્ઞાન તે બંધનું કારણ નથી. પણ રાગ, દ્વેષ, વિકલ્પ બંધનું કારણ છે. સમ્યગ્દૃષ્ટિ ધર્માત્માને વસ્તુ સ્વભાવનો અનુભવ થ છતાં તેને નિર્વિકલ્પ અનુભવ કાયમ રહેતો નથી. કાયમ નિર્વિકલ્પ કેવળી અને સિદ્ધ ભગવાનને રહે છે. વિકલ્પ આવે તેથી કંઈ મિ થઈ જતું નથી, ત્રિકાળી દ્રવ્યને ચૂકીને વિકલ્પમાં ધર્મ માનીને વય તો મિથ્યાત્વ થાય. છોડવા યોગ્ય છોડયા ન હોય, જાણવા યોગ્ય ન હોય, આદરવા યોગ્ય આદર્યા ન હોય. રાગ તે છોડવા યોગ્ય છે

આવે ત્યાં સુધી તે પૂર્ણ નથી. કલ્યાણનો પંથ આત્મામાં છે. આત્મા
નિજ સ્વરૂપ શ્રી ચેતનારૂપ છે. એનું વ્યક્તપણું જ્ઞાન-દર્શનરૂપમાં પ્રગ
અનુભવવામાં આવે છે. પરંતુ અનાદિ પરદ્રવ્યના સંયોગથી, અને
પ્રકારના પરિણમનદ્વારા વિકૃત અવસ્થા શ્રી ચેતનાની થઇ રહી છે. તોપણ
એમ ન સમજી લેવું કે સ્વરૂપ પ્રગટ થવું અસંભવિત છે. ચેતનાનો
તારામાંથી લોપ થઇ જાય તો અસંભવ કહેવાય. પણ ચેતનાનો લોપ
થતો નથી, થયો નથી અને થવાનો નથી. નિગોદમાં જઇશ તોપણ ત્ય
ચેતના રહેવાની છે. અભવીને પણ ચેતના છે. જો તેને ચેતના ન હો
તો આઠ કર્મનો ઉદય જ ન હોય. પણ તેને આઠે કર્મનો ઉદય
અસલી સ્વભાવનું પ્રગટ થવું કઠિન છે. શ્રી ચેતના વિસ્મૃત હસ્તગ
રત્નની સમાન છે. કોઈ પોતાની વસ્તુને ભૂલી જાય ત્યારે જ્યાં
તેને શોધે પછી માને કે ડાબા હાથે ક્યાંક મુકાઈ ગઈ હશે. છતાં
તેની શોધ તો કરે છે. શોધ કર. કંઈ વસ્તુ ગઇ નથી, પણ વિસ
થઈ છે. પર પદાર્થમાં શોધે છે, પોતાને પોતે જાણતો નથી. મો
નિમિત્તો પ્રબળ થઈ રહ્યા છે. પણ તું તેમાં ફસી રહ્યો છે. તોપણ ચે
હસ્તગત રત્નવત્ પડી છે. મોહનાં નિમિત્તોમાં ફસી પડીને સુખનાં કારણે
દુઃખ માની રહ્યો છે અને દુઃખનાં કારણોમાં સુખ માની રહ્યો છે
ભાઈ! તારી ચેતના તો હસ્તગત રત્નવત્ તારામાં જ પડી છે.

---

## (૭) સંવત ૨૦૧૧ના આસો વદ ૧૨ શુક્રવાર તા. ૧૧-૧૧-૫

ઉદાયન રાજા શ્રમણોપાસક છે. શ્રમણોપાસક અંદરમાં પરિણતિમાં પરિણમ્યો હોય, તેની અખૂટ શ્રદ્ધા કેવી હોય! તેની વાત ચાલે છે.

પર્યાયમાં પરાધીનતા છે. સામે મોહનીય કર્મનો ઉદ
નિમિત્ત છે. સ્વરૂપના આશ્રયે પરાધીનતા ટળે છે. જ્ઞાનીઓના નિમિ
સિદ્ધાંત-વીતરાગવાણી અને સત્ સમાગમના નિમિત્તથી જે
સાંભળ્યું છે તે જ્ઞાન જો પોતાના અનુભવમાં આવે તો તે કાર્યકા

ધ્યાનમાં લગાડવાનો પ્રયત્ન કર્યા જ કરવો. એ સર્વ ઉપાયો જો સતનાં લક્ષે, સતના વેદનપૂર્વક હશે તો મોહ ટળશે જ. આત્મા પોતે જન્માંતરોથી પ્રબળ વિરુદ્ધ અભિપ્રાયમાં પડયો છે. પોતાનું હિત હજી તેને સૂઝતું નથી. પણ જેણે પરાધીનતાના નિમિત્ત કારણ મોહબંધન ઢીલા કરી નાખ્યા હોય તેણે સર્વ કાર્ય કર્યું.

સંસારમાં જો ભટકવું ન હોય તો મોહને છોડી દો. ઊંધા અભિપ્રાયને છોડી દો. મારૂં તારૂં છોડી દો. એજ મોક્ષમાર્ગ છે. રાગાદિ દુઃખજનક છે. તેનાથી છૂટવા માટે વીતરાગ ભાવ લાવો. સ્વાધ્યાય કરો. ત્રિકાળી સ્વભાવ સન્મુખ થઈ પોતાના સ્વરૂપને ધ્યાવવું, તેનું નામ સ્વાધ્યાય. શ્રીજિનેંદ્ર આગમનો અહર્નિશ અભ્યાસ કરો, વીતરાગની વાણીનો અહર્નિશ અભ્યાસ કરો. એજ સંસાર સમુદ્રથી પાર થવા નૌકા સમાન છે. કષાય અટવીને દગ્ધ કરી શકે તેવો દાવાનળ છે. આત્માનું સ્વરૂપ જ્ઞાતા, દૃષ્ટા, જ્ઞાયક છે, તે સ્વરૂપની રક્ષા કરો. પોતાની રક્ષામાં દરેકની રક્ષા સમાઈ જાય છે. કર્મનો ઉદય ગમે તેવો પ્રબળ હોય, શરીરમાં ગમે તેવો રોગ આવે, પણ જો જ્ઞાતા–દૃષ્ટા તરીકે શાંતિથી સહન કરે તો તે કર્મનો નાશ કરનાર પ્રબળ શસ્ત્ર છે. જેને સંયમ માર્ગે ધપવું છે તેને આ સ્વરૂપની અપૂર્વ વાતો અંતરંગમાં ઉતારવી પડશે, કારણ કે ગુણોને જ્ઞાનીઓએ સ્વીકાર્યા છે.

સિદ્ધાંતમાં સાધુને ભલામણ કરી છે કે હું શુદ્ધ છું, બુદ્ધ છું, નિર્વિકલ્પ છું, દેહાતીત છું, ચમત્કાર, વિજ્ઞાનઘન, આનંદમય, શ્રી ચેતનાં સ્વરૂપ, શ્રી પરમદેવ સિદ્ધ સમાન છું એવી શ્રદ્ધા લઈને જે સંસારની બહાર નીકળ્યો તેનું કલ્યાણ થશે જ. દીક્ષાપર્યાયનાં સ્થાન ઉત્તમમાં ઉત્તમ છે. પર્યાય એટલે અવસ્થા, શ્રદ્ધા એટલે ગુણ, ગુણના સમૂહને દ્રવ્ય કહેવાય છે. જીવના ગુણ, ચૈતન્ય, જ્ઞાન, દર્શન આદિ છે. દ્રવ્યની હાલતને પર્યાય કહેવાય છે. ગુણ અને પર્યાય વિના દ્રવ્ય હોય નહિ. દ્રવ્ય વિના ગુણ, પર્યાયમાં અવ્યતિરિક્ત ભાવ હોય છે, જે પર્યાયોથી ઉત્પન્ન અને નષ્ટ થાય છે છતાં સ્વરૂપથી સ્થિર રહે છે તેને દ્રવ્ય કહેવાય છે. દ્રવ્યની ક્ષેત્ર–અવગાહનાને સત્તા કહે છે. આકાશદ્રવ્ય એક

છે કે ક્યાં છે ? ઉત્તર, સત્તામાં છે. અમૃતનો પુંજ આત્મામાં છે કે ક્યાં છે ? આત્મામાં છે. સત્તાને છુપાવવી તે સાંજના સૂર્ય સમાન છે. સત્તાને પ્રાધાન્યપદ આપી, તારી સત્તાને પ્રધાન કરીને સત્તામાં રહેલા ગુણોને સાધવા એ સવારના ઊગતા સૂર્ય જેવું છે. સત્તાનું સ્વરૂપ મોક્ષ છે. સત્તાને ભૂલવી એજ જન્મ-મરણના અનાદિ સંસાર છે. પોતાની આત્મ-સત્તાનું ઉલ્લંઘન કરવાથી ચાર ગતિમાં ભટકવું પડે છે. અનંત દુઃખો ભોગવવાં પડે છે. સીતાએ લક્ષ્મણજીની બાંધેલી હદનું ઉલ્લંઘન કર્યું તો રાવણ તેને હરી ગયો. અજ્ઞાનરૂપી લંકામાં શુદ્ધ પરિણતિ રૂપ સીતાને મોહરૂપી રાવણ ઉપાડી ગયો. આત્મ-સત્તાના અનુભવમાં બિરાજમાન છે તે પુરુષ શ્રેષ્ઠ છે, ઉત્તમ છે, શાહુકાર છે. જેણે આત્મ-સત્તાને છોડીને અન્યની સત્તાને ગ્રહણ કરી તે ચોર છે. તારી શુદ્ધ સત્તાને શ્રદ્ધાથી કબૂલીને સંસારમાંથી નીકળ્યા પછી દીક્ષાપર્યાય તે ઉત્તમ સ્થાન છે. તું પણ એનું જ રક્ષણ કરજે. કારણ કે અનંત પર્યાયનો સમૂહ તે દ્રવ્ય છે. દ્રવ્ય, ગુણ વિના હોય નહિ અને દ્રવ્ય વિના ગુણ હોય નહિ. માટે નિજગુણ દ્રવ્ય-પર્યાય ઉત્તમ છે એમ શ્રી સુધર્મા સ્વામી આચાર્ય દેવે મતું માર્યું છે. મતું મારીને શ્રી ચેતના પોકાર કરતી કહે છે કે-અમને પણ એ જ માન્ય છે. આ રાજા પણ પડકાર કરીને કહે છે કે મને પણ એ જ માન્ય છે.

તમારી ચેતના શું કહે છે ? અમારે પણ માન્ય છે. નામ કર્મના ઉદયથી શરીર, મન અને વચન ઊપજે છે. શરીર, મન અને વચનની ચેષ્ટાથી-તેના નિમિત્તથી-આત્મ-પ્રદેશનું ચંચળપણું થાય છે. તે ચંચળપણા વડે કરીને આત્માને પુદ્ગલ વર્ગણાઓથી એક ક્ષેત્રે બંધાઈ જવાની શકિત થાય છે અથવા બંધનરૂપ હોવાની શકિત થાય છે. તેને યોગ કહેવાય છે. તે આત્માના યોગના નિમિત્તથી સમયે સમયે કર્મરૂપ હોવા યોગ્ય અનંતા પરમાણુઓનું ગ્રહણ થાય છે. (યોગ ગ્રહણ કરે છે કે બાંધે છે તેમ ન કહેતાં) યોગ અલ્પ હોય તો થોડા પરમાણુઓનું ગ્રહણ થાય છે અને વિશેષ હોય તો ઘણા પરમાણુઓનું ગ્રહણ થાય છે.

ધર્મ નથી. જો સમ્યગ્દર્શનને પામી જાય તો ૭ પ્રકૃતિઓનો બંધ રોકાઈ જાય. અહીં પ્રકૃતિબંધ અને પ્રદેશબંધની વાત થઈ. હવે સ્થિતિ અને રસ કેવી રીતે પડે છે, તેના ભાવ-ભેદ અવસરે કહેવાશે.

---

## (૮) સં. ૨૦૧૧ ના આસો વદ ૧૩ શનિવાર તા. ૧૨-૧૧-૫૫

ઉદાયન રાજા શ્રમણોપાસક છે. શ્રમણોપાસકનાં ગુણગ્રામ ચાલે છે. કેવી રીતે શ્રમણોપાસકની પર્યાય પ્રગટ થાય, તેની વાત ચાલે છે.

આત્મ-પ્રદેશના ચંચળપણાના નિમિત્તથી ગ્રહણ થયેલાં કર્મ પરમાણુઓ, તેનું નામ પ્રદેશ છે. તેનો બંધ થયો તેમાં મૂળ-ઉત્તર પ્રકૃત્તિઓનો વિભાગ થયો, તેથી આત્મ-પ્રદેશના ચંચળપણાના નિમિત્તથી પ્રદેશબંધ તથા પ્રકૃતિબંધ થાય છે. વળી મોહકર્મના ઉદયથી એટલે મોહના નિમિત્તથી મિથ્યાત્વ, ક્રોધાદિ ભાવ થાય છે, જેનું સામાન્ય નામ કષાય છે. કષાયોના નિમિત્તથી કર્મપ્રકૃતિઓની સ્થિતિ બંધાય છે. ત્યાં જેટલી સ્થિતિ બાંધી હોય તેમાં અબાધાકાળ છોડીને જ્યાંસુધી બંધ – સ્થિતિ પૂર્ણ થાય ત્યાંસુધી સમયે સમયે તે પ્રકૃતિનો ઉદય આવ્યા જ કરે છે. હવે ત્યાં અલ્પ કષાય હોય તો દેવ, મનુષ્ય, તિર્યંચ ગતિના આયુષ્ય સિવાયની બાકીની સર્વઘાતી-અઘાતી કર્મ પ્રકૃતિઓનો થોડો સ્થિતિબંધ થાય છે, વિશેષ કષાય હોય તો ઘણો સ્થિતિબંધ થાય છે. તથા દેવ, મનુષ્ય, તિર્યંચ ગતિના આયુષ્યમાં અલ્પ કષાય હોય તો ઘણી સ્થિતિબંધ થાય અને ઘણો કષાય હોય તો અલ્પ સ્થિતિબંધ થાય. વળી તે કષાયોના નિમિત્તથી કર્મની પ્રકૃતિઓમાં અનુભાગ-શક્તિ પેદા થાય છે. એટલે કે ફળદાન-શક્તિ પ્રગટ થાય છે. જેવો અનુભાગ બંધાય તેવો જ ઉદય કાળમાં એ પ્રકૃતિનો રસ નીપજે છે. અલ્પ કષાય હોય તો સર્વ ઘાતી કર્મની પ્રકૃતિઓમાં અને અઘાતી કર્મની પાપ પ્રકૃતિઓમાં થોડો અનુભાગ બંધાય છે, ઘણો કષાય હોય તો ઘણો અનુભાગ બંધાય છે. અઘાતી

અનંત સંસાર પરિત થઈ જાય છે. એક આત્માના સ્વભાવને જો પોતે ઓળખે તો અહીં બેઠાં બેઠાં સમ્યગ્દર્શનરૂપી ધર્મ થાય છે. આત્માનો સ્વભાવ જે ઓળખવા ધારે તે ઓળખી શકે. જે ઓળખી શકે તે બધાને સમ્યગ્દર્શન ધર્મ થાય. તિર્યંચો પણ આત્માને ઓળખે છે, તો તેને પણ સમ્યગ્દર્શન ધર્મ થાય છે. ચોથા આરામાં ભગવાનના સમવસરણમાં તિર્યંચો, દેડકાં, ચકલાં, સિંહ, આત્માનું ભાન મેળવી સમ્યગ્દર્શન પામતાં અને ત્યાં શ્રાવકનાં વ્રત અંગીકાર કરતાં અને પછી થોડા જ કાળમાં મનુષ્ય થઇ, સંત પુરુષની વાણી સાંભળીને સ્વરૂપને આરાધવા વીતરાગ માર્ગે ચડીને મુક્તિ પણ પામતાં.

શ્રી સદ્દગુરુ કહે છે, 'સાંભળ, ભાઇ, સાંભળ, વિવેક તો કરવો પડશે.' અનંતગુણની ખાણ આત્મા છે. તેના તરફ અંતરદૃષ્ટિ વાળવી તે પરમાર્થ સાધવાનું સાધન છે. પરમાર્થનું સાધન આત્મા હોય કે રાગાદિ ? આત્મા પરમાર્થનું સાધન છે. આત્મા જ્ઞાનાદિનો દરિયો છે. માટે પરમાર્થનું સાધન આત્મા છે. પણ રાગાદિ પરમાર્થનું સાધન નથી. માટે ભાઇ ! તું આમ સમજીને સમ્યગ્દર્શન તરફ ઢળીને સમ્યગ્દર્શનરૂપી ધર્મને પામી જા.

---

(૯) સં. ૨૦૧૧ના આસો વદ ૧૪ ને રવિવાર તા. ૧૩-૧૧-૧૯૫૫

ઉદાયન રાજા સમ્યગ્દર્શનપૂર્વક આત્માના ભાનમાં પરિણમતો થકો સાધુઓની સેવા કરી રહ્યો છે. આ રાજા શું સમજ્યો છે, તેની વાત ચાલે છે.

પરાધીનતામાં અબંધનો એક અંશ પણ હોય નહિ, સ્વાધીનતામાં બંધનો એક અંશ હોઇ શકે નહિ. આત્મા પોતે સ્વતંત્ર, સ્વાધીન છે. તે પરનું લક્ષ કરે ત્યાં પર નિમિત્ત આવી જાય છે. ભીંત પર લક્ષ કરે તો તે ભીંત પર નિમિત્ત આવી જાય છે. આત્મા પોતે પરિપૂર્ણ છે. છતાં પોતાની પરિપૂર્ણતાના લક્ષને ચૂકીને બીજે લક્ષ કરી પરાધીનતા

પ્રભુની આજ્ઞા છે. સંયોગ લક્ષણવાળા બધા ભાવો પરાશ્રિતભાવ છે, તે પ્રભુ છોડવા કહે છે અને એક સમ્યગ્ નિશ્ચય કરાવે છે કે–આત્મલક્ષવાળા ભાવો તે સ્વ–આશ્રિત ભાવો છે, તે બધા આદરણીય છે. સમ્યગ્નિશ્ચય એટલે એકાંત નિશ્ચય નહિ પણ સાચો નિશ્ચય. તારી પર્યાયમાં તું પર લક્ષે રાગ–દ્વેષ, વિકાર કરે છે, તો જ થાય છે, એમ પર્યાયનો સ્વીકાર કરાવીને ભગવાન સ્વ દ્રવ્ય તરફ ઢળવાનું કહે છે. માટે નિશ્ચય તરફ ઢળી જા, એમ ભગવાન કહે છે.

ચારિત્રની સ્થિરતાપૂર્વક જે શુભ વિકલ્પ આવે છે. તેની સાથે સતનું ઘોલન હોય છે માટે તે નિર્જરા ખાતે જ છે. (વિકલ્પને વિકલ્પરૂપે ખતવે છે, સ્વને સ્વલક્ષે ખતવે છે, પરાશ્રયને પરરૂપે ખતવે છે.) સાંભળનારાઓને એવો વિવેક હોય છે કે ગુરુદેવ વીતરાગવાણી દ્વારા અમારા આત્મસ્વરૂપને સમજાવે છે તેમાં અમને સમજીને ઠરવાનો માર્ગ મળે છે. તમે ઉપદેશ આપો છો ને ઠરતા કેમ નથી ? એમ કુતર્ક કરીને ઉપકારીના ઉપકારને ઓળવે નહિ. ગુરુદેવને ઉપદેશ આપતી વખતે સ્થિરતા ક્યાં છે એમ બોલનાર વિવેકને–ઉપકારીના ઉપકારને સમજ્યો નથી. આચાર્યદેવને–ગુરુદેવને દૃષ્ટિના જોરમાં સ્થિરતા થયા જ કરે છે. આચાર્યની મુનિદશાનો ખ્યાલ, મોક્ષમાર્ગ જેને પ્રગટ્યો છે તેનો ખ્યાલ, અજ્ઞાનીને ન આવે.

ગૌતમ સ્વામી પ્રભુને પૂછે છે–" હે ભગવંત ! ધર્મકથા કહેનાર મુનિરાજને શું લાભ થાય ?" ભગવંત કહે છે–" નિર્જરા ઉપાર્જન કરે." ધર્મ–ઉપદેશ આપનાર મુનિને નિર્જરા થાય છે. જો સમ્યક્ રત્નાદિના અંશો ઉઘડ્યા ન હોય તો નિર્જરા ન થાય. પણ તેમને તો નિર્જરા થાય છે. તે આઠ પ્રવચનની પ્રભાવના કરે છે. કોઈ પણ જીવ સમજે કે એ પ્રશસ્ત રાગ–ભાવમાં ઉપદેશ આપે છે તેથી પુણ્યાનુબંધી પુણ્ય બાંધે છે અને સમ્યગ્દૃષ્ટિના જોરમાં નિર્જરા થાય છે. મુનિ હજુ પૂર્ણ થયા નથી. અલ્પ રાગ, પ્રશસ્ત રાગ બાકી છે. તેથી ઉપદેશ દેવાનો વિકલ્પ આવે છે. વિવેકી જોઈ શકે છે કે ગુરુદેવને ઉપદેશ આપવાનો વિકલ્પ આવ્યો.

અને છેવટે સિદ્ધદશા પણ પ્રગટે. પૂર્ણ વસ્તુનો આશ્રય લેવો તે નિશ્ચય છે. ભેદનો અને પરનો આશ્રય લેવો તે વ્યવહાર છે. સમ્યગ્દર્શનપૂર્વક જે જ્ઞાન થાય છે તેને બે પડખાં હોય છે. (૧) જે જ્ઞાન અખંડ દ્રવ્યને વિષય કરે છે તે જ્ઞાન શુદ્ધ નય છે. હે જીવો! તેજ આદરણીય છે. (૨) બીજું પડખું ભેદને જાણે છે અને ભેદની પર્યાયને પણ જાણે છે. તે વ્યવહાર નય છે. આ જ્ઞાનનાં બે પડખાં પડ્યાં. જ્ઞાની કહે છે કે જો, ભાઇ! પરલક્ષ કરવા જેવું નથી. પરાશ્રય કરવા જેવો નથી. પરનો ટેકો લેવા જેવો નથી. વર્તમાન ક્ષણમાં ભગવાન આત્મા પરિપૂર્ણ છે, તેનું અવલંબન કરો. પરાશ્રય ભાવને, વિકાર ભાવને છોડો, તેમ ભગવાન મહાવીરદેવ કહે છે, તેને પગલે ચાલનારા મુનિરાજો પણ કહે છે. સમજનારા વિવેકી પણ તેમ સમજે છે, વ્યવહારે પણ, કુપાત્રે દયા ખાધી હોય તે એટલું નુકસાન કરે છે કે તે માણસ કહે છે કે મારી નબળાઇનો લાભ લીધો. નિશ્ચયનય, વ્યવહારનય બન્ને નય જાણવા યોગ્ય છે, પણ આદરવા યોગ્ય તો નિશ્ચયનય છે. સ્વ-આશ્રિત નિશ્ચય સ્વરૂપને બતાવનાર નિશ્ચયદૃષ્ટિ છે અને ભેદ ભાવને બતાવનાર વ્યવહારદૃષ્ટિ છે. તે બન્ને નયો છે, જાણવા યોગ્ય છે, પણ આદરવા યોગ્ય એક સ્વભાવદૃષ્ટિ છે. તેનું નામ તે નિશ્ચયનય છે.

સ્વભાવદૃષ્ટિનું, નિશ્ચયદૃષ્ટિનું, દ્રવ્યદૃષ્ટિનું અવલંબન લેતાં બધા વિકારનો નાશ થાય છે. સ્વભાવ તરફ વળ્યા વગર સમાધિ કે શાંતિ પ્રગટતી નથી અને વિકારનો નાશ થતો નથી. પણ સ્વભાવદૃષ્ટિનું અવલંબન લેતાં રાગ, વિકાર, અધૂરી પર્યાયનો નાશ થાય છે. ભગવાન કહે છે, સ્વપરની એકત્વ બુદ્ધિ છોડ. તું હઇને દુકાન કે-દુકાન હઇને તું? તું હઇને દુકાન છે. આત્મા ચિદાનંદ છે. તેનો આશ્રય છોડીને તું પરનો આશ્રય લઇ તેમાં લાભ માને છે તે મિથ્યાદર્શન છે. પરની સાથે એકત્વ બુદ્ધિ કરવી તે બંધમાર્ગ છે. સ્વભાવમાર્ગ નથી. ત્રણે કાળે સ્વભાવદૃષ્ટિથી જ મોક્ષ થાય છે. મોક્ષમાર્ગ એક જ છે, બે નથી. સ્વભાવદૃષ્ટિ અને સ્વમાં લીનતા એક જ મોક્ષમાર્ગ છે. પરદૃષ્ટિ અને પરમાં લીનતા તે બંધમાર્ગ

પણે ભગવાન થયા છે. એક સિદ્ધ થયા, એક અરિહંત થયા. એટલે તે બન્ને કાર્યપરમાત્મા છે. એ દશા પ્રગટયા પહેલાં તેમના આત્મામાં તે દશા પ્રગટ કરવાની શકિત હતી. તે શકિતને કારણ-પરમાત્મા કહેવાય છે. તેવી શકિત બધા આત્મામાં ત્રિકાળ પડી છે. માટે બધા આત્મા કારણ-પરમાત્મા છે. જ્યારે કાર્ય-પરમાત્મા થશે ત્યારે તે ત્રિકાળ શકિતમાંથી જ થશે. બધા આત્મા શકિતરૂપ ભગવાન છે તેનો વર્તમાન વિશ્વાસ કરીને તેમાં એકાગ્ર થવાથી અવસ્થામાં પરમાત્મપણું પ્રગટે.

મહાવીર સિદ્ધ થયા તે જ વખતે ગૌતમસ્વામી સ્વભાવમાં એકાગ્ર થયા તો પોતાની અવસ્થામાં કેવળજ્ઞાન પ્રગટયું. ત્રિકાળ શુદ્ધ ચિદાનંદ સ્વરૂપ કારણ-પરમાત્મા-સ્વભાવ, તેને જ આત્મા કહ્યો છે. તેવા આત્માને જાણીને, માનીને, તેમાં ઠરવાથી, એકાગ્ર થવાથી આત્મા પોતે જ કેવળજ્ઞાનરૂપ થાય છે, પરમાત્મા થાય છે, સિદ્ધ થાય છે. આ જ પરમાત્મા થવાનો ઉપાય છે. ભગવાન મહાવીરદેવ આ ઉપાયથી સિદ્ધ દશાને પામ્યા છે. આજ ઉપાયે ગૌતમસ્વામી કેવળજ્ઞાનને પામ્યા છે. આપણે પણ તે જ ઉપાયથી અરિહંત અને સિદ્ધ દશાને પામીશું. જે જીવ આ ઉપાયને સમજીને પોતામાં ઠરશે, તે જીવ સિદ્ધ થઈ જશે.

ચેતના તેજ આત્માનું લક્ષણ છે. ચેતનાદર્શન જ્ઞાનમય. પુણ્ય, પાપ, રાગ, દ્વેષ, ક્રોધ, માન, તે આત્માના ચેતન-સ્વભાવથી છે. આત્મા જ્ઞાતા-દૃષ્ટા છે. પરની સામે જોયા કરવું તેનું નામ જ્ઞાતા-દૃષ્ટા નથી. પોતાના જ્ઞાયક-દર્શકપણાને ઓળખીને તેમાં સ્થિર થવું જ્ઞાતા-દૃષ્ટાપણું છે. આપણે તો જ્ઞાતા-દૃષ્ટાપણે રહીને પરનાં કામ તે માન્યતા મિથ્યાદૃષ્ટિની છે, કેમકે આત્મા પરનું કરી શકતો જ્ઞાન-દર્શન-લક્ષણ વડે પોતાના સ્વભાવને જાણીને ઠરી જવું તે જ ઉપાય છે. ગૌતમસ્વામી પણ જ્ઞાન-દર્શન-લક્ષણપૂર્વક સ્વ જાણતા હતા અને તેમાં ઠરી ગયા તો કેવળજ્ઞાન થયું. સમ્યગ્દર્શન, પૂર્વક સ્થિરતા, સ્વરૂપમાં સ્થિરતા તેજ મોક્ષનો સાક્ષાત્ ઉપાય છે.

હે જીવ! હે ચેતન! હે આત્મા! બધા ભંગ ભેદને પડતા મૂક. બધા પરાશ્રય ભાવને મૂક અને અભેદ આત્માના સ્વભાવ તરફ વળ. પર-લક્ષે થતા વિકલ્પથી ખસીને નિર્વિકલ્પ સ્વભાવ તરફ ઢળ. ગૌતમ-સ્વામી કહે છે-'મારી પાછળ આવે તેને કેવળજ્ઞાન થાય' 'મારા પ્રત્યેના વિકલ્પને છોડ, જરૂર તને કેવળજ્ઞાન થશે,' તેમ મહાવીર પ્રભુ ગૌતમને કહે છે. ગૌતમ કહે છે-આપના પ્રત્યેનો રાગ છૂટતો નથી. ભગવાન કહે છે કે-'હે ગૌતમ! મારું નિર્વાણ અને તને કેવળજ્ઞાન' અને થયું પણ એમ. વીરનું નિર્વાણ થતાં ગૌતમ સ્વામીને મહાવીર પ્રભુનો વિરહ પડ્યો, ગૌતમ સ્વામી અભેદ સ્વરૂપમાં ઢળ્યા તો વિરહની વેદના ટળી ગઈ. તમોને વિરહની વેદના થાય છે? ચેતનાનું જે સળંગપણું છે તે સ્વભાવની એકતામાં જાય છે. અભેદ-અનુભવ વખતે આત્મામાંથી દૃષ્ટિશકિત ચાલી જતી નથી. પણ હું દૃષ્ટા છું તેવો વિકલ્પ હોતો નથી. અભેદમાં ઠર. અભેદ-અનુભવના જોરે વિકલ્પ તૂટી જાય છે. તેમાં વિશેષ સ્થિરતા કરે તો કેવળજ્ઞાનને પણ પામી જાય. આ જ ઉપાયે બન્ને સિદ્ધ અને અરિહંત દશાને પામ્યા છે.

આત્મા પકડાય શેનાથી? સ્વસંવેદનના બળથી સદા પ્રત્યક્ષ છે, રાગ-દ્વેષના બળથી નહિ. માટે તે સ્વસંવેદનના બળથી જાણી શકાય છે, પકડી શકાય છે, અનુભવી પણ શકાય છે. સમ્યક્ પ્રકારે આત્મા સુખ-દુઃખનો જાણ છે. ચેતના-લક્ષણવાળો છે. આત્મા, જ્ઞાન આદિ અનંતગુણોથી ભરેલો છે અને તે આત્મા, બાહ્યના કોઈ પણ ચિન્હથી પકડાય તેવો નથી, આત્મા માત્ર અનુમાન વડે પકડાય તેવો નથી. આત્મા પોતે, પોતાથી, પોતાવડે પ્રત્યક્ષ અનુભવાય છે. આત્મા યથાર્થ-પણે અનુમાનથી એટલે સમ્યગ્જ્ઞાનથી પકડી શકાય ખરો પણ ત્યાં વિકલ્પ છે, માટે પરોક્ષ છે. મતિશ્રુત-જ્ઞાનના ભેદ, આત્માને જાણવા માટે આવે છે ખરા, પણ એવા ભેદ તે જ્ઞાનના એકલા સામાન્ય સ્વભાવમાં નથી. માટે તેવા પર્યાયના ભેદો પર લક્ષ મૂકવાથી આ આત્મા પકડી શકતો નથી. મતિ-શ્રુતજ્ઞાન દ્વારા આત્મા યથાર્થ

મહોત્સવ ઉજવ્યો. તે જરૂર કેવળજ્ઞાનને પામવાના. તે જ આત્માનું સુખ છે. આત્માની સમાધિ આત્મામાં છે, તેવી દૃષ્ટિ વડે આત્મામાં ઠરવાથી આત્માનું સુખ પ્રગટે. તે સુખ યોગાતીત, ઇંદ્રિયાતીત છે માટે ઇંદ્રિયોનું મનન, અવલંબન છોડીને અંદરમાં જામી જાય તો કેવળજ્ઞાન પ્રગટે; આ જ ભગવાન મહાવીર દેવની આજ્ઞા છે.

---

## બોલો મહાવીર પ્રભુકી જય.......ૐ શાન્તિ.

અનંતજ્ઞાની અનંત સિદ્ધને, અનંતા પ્રણામ, સિદ્ધને (૨)
અનંતજ્ઞાની થવા સિદ્ધને, કરું છું પ્રણામ. સિદ્ધને
અનંતા પ્રણામ
અનંતદર્શી અનંતા સિદ્ધને, અનંતા પ્રણામ, સિદ્ધને ,, ,,
અનંતદર્શી થવા સિદ્ધને, કરું છું પ્રણામ. સિદ્ધને ,, ,,
અનંત ચારિત્રી અનંત સિદ્ધને, અનંતા પ્રણામ, સિદ્ધને ,, ,,
અનંત ચારિત્રી થવા, કરું છું પ્રણામ. સિદ્ધને ,, ,,
અજર અમર અવિનાશી સિદ્ધને, અનંતા પ્રણામ, સિદ્ધને ,, ,,
અજર અમર થવા, કરું છું પ્રણામ. સિદ્ધને ,, ,,
અનંતા સુખના ભોગી સિદ્ધને, અનંતા પ્રણામ, સિદ્ધને ,, ,,
અનંતા સુખના ભોગી થવા, કરું છું પ્રણામ. સિદ્ધને ,, ,,
અંતર્યામી અનંત સિદ્ધને, અનંતા પ્રણામ, સિદ્ધને ,, ,,
અંતર્યામી થવા, કરું છું પ્રણામ. સિદ્ધને ,, ,,
જ્ઞાતા-દૃષ્ટા અવિનાશી સિદ્ધને, અનંતા પ્રણામ, સિદ્ધને ,, ,,
જ્ઞાતા – દૃષ્ટા થવા, કરું છું પ્રણામ. સિદ્ધને ,, ,,
જ્ઞેય જ્ઞાયક અનંત સિદ્ધને, અનંતા પ્રણામ, સિદ્ધને ,, ,,
જ્ઞેય જ્ઞાયક થવા, કરું છું પ્રણામ. સિદ્ધને ,, ,,

ૐ સત્ ૐ શાન્તિ.

---

વિકારી ભાવ જડમાં જ થાય છે તેમ નથી, પણ પરલક્ષ તું કર, તો તારામાં પણ થાય છે તેમ કહેવું, તે વ્યવહાર નયનો વિષય છે.

પ્રમાણ જ્ઞાન એટલે સત્ય જ્ઞાન. તે દ્રવ્ય-પર્યાયને એક સાથે જાણે છે. કર્માશ્રિત ભાવ તારી વર્તમાન વર્તતી દશામાં થાય છે, એમ વીતરાગ દેવે દર્શાવ્યું છે. અભેદ સ્વભાવ પર દૃષ્ટિ હોવા છતાં વર્તમાન અવસ્થામાં રાગ થાય છે, તેને જાણવા જોઈએ, સમજવા જોઈએ. પોતે કર્યા છે તો થયા છે તેમ પણ જાણવું જોઈએ. ચોથી, પાંચમી કે છઠ્ઠી ભૂમિકાએ છું કે કયે ગુણસ્થાનકે છું, વગેરે ગુણની હાલતના ભેદ પડે છે તે પણ જાણવું જોઈએ. મારી અવસ્થા સમ્યગ્દર્શનની છે, શ્રાવકની છે, મુનિપણાની છે, કે હું મિથ્યાત્વી છું તે બધા પ્રશ્નો પોતાને પૂછીને જે હોય તે જાણી લેવું જોઈએ. જે જે અધૂરી અવસ્થા હોય તેને જો વ્યવહાર નયો દ્વારા જાણે નહિ તો અધૂરી અવસ્થાને પૂર્ણ કોના જોરે કરે? વ્યવહાર નય બરાબર હોય, વ્યવહાર જ્ઞાન બરાબર હોય તો પુરુષાર્થ ઉપાડીને પૂર્ણ થાય. માટે જ્ઞાન બરાબર હોવું જોઈએ. શ્રદ્ધાના વિષયમાં પૂર્ણ હોવા છતાં વર્તમાન વર્તતી અવસ્થામાં (જેવી શ્રદ્ધા તેરમે હોય છે તેવી જ ચોથે હોય છે) અપૂર્ણ હોવાથી, અપૂર્ણને જો જાણે (એક સમ્યગ્દર્શન થવાથી તું પૂર્ણ થઈ ગયો નથી) તો આ વ્યવહાર નય જાણીને પુરુષાર્થ ઉપાડે ને પર્યાયને પૂરી કરે. દૃષ્ટિ આખા દ્રવ્ય ઉપર ઊભી છે તે વખતે ઊણી, અધૂરી પર્યાયના જે ભેદ પડે છે તેને જેમ છે તેમ જાણવા તે વ્યવહાર નય છે. કેટલી અધૂરી અવસ્થા છે, કેટલી કર્તૃત્વ બુદ્ધિ છે, કેટલું મમત્વ છે તે બધાને જાણનાર વ્યવહાર નય છે.

અનુભવ વખતે ભેદના વિકલ્પ હોતા નથી. ઉપયોગ સળંગ થઈને જ્યારે આત્માને અનુભવે તે વખતે ભેદના વિકલ્પ હોતા નથી. એમ ત્રિલોકનાથ, જગત્-પિતા ત્રણ કાળ, ત્રણ લોકને એક સમયમાં જાણે છે. જગતમાં જે જીવો પોતાના ત્રિકાળી ઘરમાં પેસતા નથી પણ પરના આંગણાંમાં ફરે છે, તેને ભગવાન મહાવીરદેવ કહે છે, "જો! જ્ઞાન

સ્વરૂપની રુચિ અને તેનો મહિમા હોવાથી આખા સંસારનું માહાત્મ્ય આ રાજાને શ્રદ્ધામાંથી ઊડી ગયું છે. આ રાજાને વિકાર રહિત કેવળ શુદ્ધ સ્વભાવનો પ્રેમ, આદર અને ઉત્સાહ છે. તેથી તેનાથી વિરુદ્ધ પરભાવોનો સ્વામી થતો નથી. નાના રાજાઓ સોનાના વીંજણાથી ઉદાયન રાજાની સેવા કરે છે તોપણ તે સ્વામી થતો નથી તે જ તેનું શ્રમણોપાસકપણું છે. તમે પણ તેમ સમજીને ઠરો.

---

## ૫૨) સંવત ૨૦૧૨ના કારતક શુદ ૨ બુધવાર તા. ૧૬-૧૧-૫૫

ઉદાયન રાજાને પોતાના સ્વરૂપનું ભાન છે. આનંદ-સ્વભાવનું ભાન છે. અખંડ અભેદ તત્ત્વનું ભાન છે. અંશે અંશે વીતરાગતાને પામી ચૂક્યો છે. સમ્યગ્જ્ઞાન-દર્શનપૂર્વક આનંદનો ભોગવટો છે. સિદ્ધ ભગવાનના આનંદનો નમૂનો ચાખી લીધો છે. પૂર્ણતાની ભાવના ભાવે છે, પણ પુરુષાર્થની હીનતાને લીધે રાગ-દ્વેષ થઈ જાય છે, પણ તેનું ધણીપણું નથી. પૂર્ણ સિદ્ધ દશાની રુચિ હોવાથી આખા સંસારનું માહાત્મ્ય ઊડી ગયું છે. અખંડ ત્રિકાળી સ્વભાવનો આદર વર્તે છે. એનાથી વિરુદ્ધ કોઈ પરભાવનો આદર નથી, એની રુચિ નથી.

આત્મા અનાદિ કાળનો છે. અનાદિ અનંત ટકનાર, કાયમ સત્તા ધરાવનાર હોવારૂપ પદાર્થ છે. સ્વરૂપની ભ્રમણાને કારણે ભ્રમણ ઊભું છે. ભ્રમણા ટળી જાય તો ભ્રમણ પણ ટળી જાય. સ્વભાવથી જાણનાર આત્મા શુદ્ધ ચૈતન્ય આનંદ-સ્વરૂપ હોવા છતાં અનાદિથી વર્તમાન હાલતમાં 'પર તે હું અને સ્વ તે હું નહિ' તેવી વિપરીત માન્યતાથી રાગ-દ્વેષાદિ વિનાશી ભાવોમાં પરિણમે છે. તેને લઈને અનાદિ સંસારમાં પરિભ્રમણ થયાં જ કરે છે. આત્મા પોતાના સ્વરૂપને યથાર્થ રીતે સત્‌ના સમાગમે સમજે કે પર તે હું નહિ પણ પરથી ભિન્ન એવો સ્વ તે હું; ચૈતન્ય, જાણનાર-દેખનાર છું. આવી સાચી સમજણ કરીને પોતાના ત્રિકાળી સ્વભાવમાં ઠરે તો આત્માને પરિભ્રમણ ન રહે.

વીતરાગી સંયમદશા પ્રગટ ન કરી શકાય તો વીતરાગી પૂર્ણ સંયમદશા પ્રગટે એવી ભાવનાપૂર્વક નિર્મળ સમ્યગ્જ્ઞાન-દર્શન એ બન્નેને દરેક જીવે ટકાવી તો રાખવાં જ જોઈએ.

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન તે પણ ધર્મ-આરાધના છે, એમ ભગવતી સૂત્રમાં કહ્યું છે. તેની આરાધના ગૃહસ્થો કરવા ધારે તો કરી શકે છે. શ્રેણિક મહારાજા, ભરતચક્રવર્તી વગેરેએ આરાધના કરી અને તેના જોરે બે ચોકડીને ઉડાડી દીધી. શરીર અને વિકારથી ભિન્ન પોતાના આત્માના ત્રિકાળી સ્વભાવને જાણીને તે સ્વભાવમાં ઠરવું, તેનું નામ તે ચારિત્ર, એવું ચારિત્ર સમ્યગ્જ્ઞાન-દર્શનપૂર્વક જ હોય છે. તે વગર હોતું નથી અને તે જ મુક્તિનું કારણ છે.

આત્માનો વીતરાગ જ્ઞાનમય સ્વભાવ છે. તે પરની ઉપેક્ષા કરનાર છે. સંસારના નજીવા રાગનાં કારણોને જતા કરતાં નહિ આવડે તો પૂર્ણતા ક્યાંથી થશે? એક રાજા લશ્કર લઈને પાંચ-સાત ગાઉ ગયો. તંબુ તણાયા. રાજા તંબુમાં આવીને ચારે તરફ દૃષ્ટિ ફેરવે છે તો તંબુમાં કરચલીઓ જુએ છે. રાજાને એટલી કરચલી પણ ગમતી નથી, તો કોઈ તંબુ ઉડાવી દે તો રાજાને શું થાય? તમારા સંસારમાં ડગલે ને પગલે કરચલીઓ છે તેની ઉપેક્ષા કરતાં આવડતી નથી? પાપના ઉદયે કોઈ આખો સંસાર ઉડાવી દેશે તો તે વખતે તમારું શું થશે? મોહ ભાવને પણ જતો કરતાં શીખો. આત્માનો વીતરાગી જ્ઞાનમય સ્વભાવ છે, તે સ્વભાવ, પરની ઉપેક્ષા કરનાર છે. પરની ઉપેક્ષા કર્યા વિના વીતરાગભાવ ત્રણ કાળ, ત્રણ લોકમાં પ્રગટે નહિ. વીતરાગભાવ વગર ધર્મ હોઈ શકે નહિ. હું જ પરનું કરી શકું છું, હું કંઈક પરનું નભી રહ્યું છે, આ બધું મારી દેખરેખ નીચે થયું છે, એવી જેની માન્યતા છે તે જીવ પર પદાર્થની ઉપેક્ષા કરીને સ્વભાવમાં ઠરી શકશે નહિ. પરથી ભિન્ન પોતાના સ્વભાવને ઓળખીને જે જીવ આત્મ-સ્વભાવની આરાધના કરે છે તે જીવ વીતરાગ ભાવનાના ફળમાં અલ્પ કાળમાં મુક્તિ પામે.

વ્યવહારનયના કથનને નિશ્ચયનય માને કે, નિશ્ચયનયના કથનને વ્યવહારનય માની બેસે તો તે નયના કથનને જાણતો નથી. કથન કરવું તે વ્યવહારનય છે. ઘીનો ઘડો તેમ કહેવું તે વ્યવહાર નય છે, માટીનો ઘડો તેમ કહેવું તે નિશ્ચય નય છે. આત્માના દ્રવ્ય-ગુણમાં વિકાર નથી, તો વર્તમાન વર્તતી દશામાં વિકાર ક્યાંથી આવ્યો? કર્મના કારણે વિકાર આવ્યો તેમ માની લે, તો તે નયને સમજતો નથી. કર્મની અવસ્થા તે પુદ્ગલની છે તેમ કહેવું તે નિશ્ચય છે અને તેનાથી આત્મામાં વિકાર થયો તેમ કહેવું તે વ્યવહાર નય છે. એના નિમિત્તથી આત્મામાં વિકાર થયો તેમ કહેવું તે વ્યવહાર નય છે. બન્ને નયને જાણવા તે યથાર્થ છે, બન્નેને આદરણીય માનવા તે ભ્રમણા છે. જે જે સંકલ્પ, રાગાદિ આવે તેને જાણવા તે પ્રયોજનવાન છે, પૂર્ણ દશા થઈ નથી ત્યાંસુધી રાગ, દ્વેષ આવે છે તેને જાણવા તે વ્યવહારનય છે, પણ આદરવા, સત્કારવા તે વ્યવહાર નથી.

આત્માની પર્યાયમાં રાગ, દ્વેષ, અજ્ઞાન, મોહરૂપ વિકાર છે, તે સંસાર છે અને તે વિકાર રહિત પૂર્ણ જ્ઞાનાનંદ દશા પ્રગટે છે તે મોક્ષ છે. મોક્ષનું કારણ તે મોક્ષમાર્ગ છે. શુદ્ધ આત્માની શ્રદ્ધા, જ્ઞાન, રમણતા તે મોક્ષમાર્ગ છે. સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, ત્રણે વીતરાગ-ભાવરૂપ છે. મારો આત્મા જ્ઞાનાનંદ સ્વરૂપી છે, એવી વીતરાગી શ્રદ્ધા થાય તે સમ્યગ્દર્શન છે. આત્માની શ્રદ્ધા, જ્ઞાન, ચારિત્રરૂપ વીતરાગ ભાવ તે જ મોક્ષમાર્ગ છે. તેને જે જીવો ઓળખતા નથી, સમજતા નથી તેઓ [illegible] વ્યવહાર નામથી યમ, નિયમ, જપ, તપ, દેશવિરતિ, મહાવ્રત આદિ [illegible] સમજાવ્યો છે. વ્યવહાર શ્રદ્ધા તે કંઈ મોક્ષમાર્ગ નથી. મોક્ષમાર્ગ તો વીતરાગી રત્નત્રયજ છે. પરંતુ રત્નત્રયને [illegible] સમજાવવું તે વ્યવહાર નય છે. જીવાદિ નવ તત્ત્વમાં [illegible] શ્રદ્ધા કરવી, નવે તત્ત્વના ભાવનું યથાર્થ [illegible] દર્શન છે. યથાર્થ તત્ત્વશ્રદ્ધા અને જ્ઞાનપૂર્વક વીતરાગ[illegible] છે. જ્ઞાનાનંદ સ્વભાવનું યથાર્થ

કથનને વ્યવહારનયના કથનને નિશ્ચયનય માની બેસે, નિશ્ચયનયના કથન કરવું તે વ્યવહારનય માની બેસે તો તે નયના કથનને જાણતો નથી. માટીનો ઘડો તેમ કહેવું તે નિશ્ચય નય છે. ઘીનો ઘડો તેમ કહેવું તે વ્યવહાર નય છે, વિકાર નથી, તો વર્તમાન વર્તતી દશામાં વિકાર ક્યાંથી આવ્યો ? આત્માના દ્રવ્ય-ગુણમાં કર્મના કારણે વિકાર આવ્યો તેમ માની લે, તો તે નયને સમજતો નથી. કર્મની અવસ્થા તે પુદ્ગલની છે તેમ કહેવું તે નિશ્ચય છે અને તેનાથી આત્મામાં વિકાર થયો તેમ કહેવું તે વ્યવહાર નય છે. એના નિમિત્તથી આત્મામાં વિકાર થયો તેમ કહેવું તે વ્યવહાર નય છે. બન્ને નયને જાણવા તે યથાર્થ છે, બન્નેને આદરણીય માનવા તે ભ્રમણા છે. જે જે સંકલ્પ, રાગાદિ આવે તેને જાણવા તે પ્રયોજનવાન છે, પૂર્ણ દશા થઈ નથી ત્યાંસુધી રાગ, દ્વેષ આવે છે તેને જાણવા તે વ્યવહારનય છે, પણ આદરવા, સત્કારવા તે વ્યવહાર નથી.

આત્માની પર્યાયમાં રાગ, દ્વેષ, અજ્ઞાન, મોહરૂપ વિકાર છે, તે સંસાર છે અને તે વિકાર રહિત પૂર્ણ જ્ઞાનાનંદ દશા પ્રગટે છે તે મોક્ષ છે. મોક્ષનું કારણ તે મોક્ષમાર્ગ છે. શુદ્ધ આત્માની શ્રદ્ધા, જ્ઞાન, રમણતા તે મોક્ષમાર્ગ છે. સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, ત્રણે વીતરાગ-ભાવરૂપ છે. મારો આત્મા જ્ઞાનાનંદ સ્વરૂપી છે, એવી વીતરાગી શ્રદ્ધા થાય તે સમ્યગ્દર્શન છે. આત્માની શ્રદ્ધા, જ્ઞાન, ચારિત્રરૂપ વીતરાગ ભાવ તે જ મોક્ષમાર્ગ છે. તેને જે જીવો ઓળખતા નથી, સમજતા નથી તેવા જીવોને વ્યવહાર નયથી યમ, નિયમ, જપ, તપ, દેશવિરતિ, મહાવ્રત આદિ ભેદો પાડીને સમજાવ્યું છે. વ્યવહાર શ્રદ્ધા તે કંઈ મોક્ષમાર્ગ નથી. મોક્ષમાર્ગ તો વીતરાગી રત્નત્રયજ છે. પરંતુ રત્નત્રયને ભેદ પાડીને સમજાવ્યું છે તે સમજાવવું તે વ્યવહાર નય છે. જીવાદિ નવ તત્ત્વની ભિન્ન ભિન્ન જેમ છે તેમ શ્રદ્ધા કરવી, નવે તત્ત્વના ભાવનું યથાર્થ ભાસન થવું તે નિશ્ચય સમ્યગ્દર્શન છે. યથાર્થ તત્ત્વશ્રદ્ધા અને જ્ઞાનાનંદ વીતરાગભાવ થવો તે મોક્ષમાર્ગ છે. જ્ઞાનાનંદ સ્વભાવનું યથાર્થ

